# શ્રીનાથજીની ભાવ-ભાવના

(શ્રીનાથજીના મંદિરનું ભાવાત્મક આલેખન)



• પ્રકાશક •

શ્રીવલ્લભ સેવા પ્રચાર કેન્દ્ર - પાટણ.

॥ શ્રી ગોવર્ધનનાથાય નમઃ ॥

# શ્રીનાથજીની ભાવ–ભાવના

## (શ્રીનાથજીના મંદિરનું ભાવાત્મક આલેખન)

: મુખ્ય ગ્રંથસહાયક :

ગો.વા.અ.સૌ. વજીબેન શંભુભાઈ લાખાણીના
સર્વે વૈષ્ણવોને ભગવદ્ સ્મરણ સહ જયશ્રીકૃષ્ણ

: ગ્રંથ સહાયક :

૧. ગો.વા. ગજરાબાના સ્મરણાર્થે નિમુબેન નાનાલાલ સુથારના
સર્વે વૈષ્ણવોને ભગવદ્ સ્મરણ સહ જયશ્રીકૃષ્ણ (પાટણ)

૨. ગો.વા. કનકબેન નવનીતલાલ શાહના સ્મરણાર્થે નવનીતલાલ પુનમચંદ શાહ
તથા પરિવારના જયશ્રીકૃષ્ણ. (પાટણ)

૩. પ.ભ. શ્રીદેવીબેન ચીનુભાઈ શાહના સર્વેને સદૈન્ય જયશ્રીકૃષ્ણ. (પાટણ)

૪. પ.ભ. કનૈયાલાલ મણિલાલ ઠક્કરના ભગવદ્ સ્મરણ - જયશ્રીકૃષ્ણ. (પાટણ)

૫. પ.ભ. કપિલાબેન ભીખાલાલ દાણીના સર્વે ભગવદીયોને જયશ્રીકૃષ્ણ.
હ. હરેશ ભીખાલાલ દાણીના જયશ્રીકૃષ્ણ. (પાટણ)

૬. પ.ભ. મથુરદાસ નારણદાસ ઠક્કર તથા પરિવારના જયશ્રીકૃષ્ણ. (પાટણ)

૭. ગો.વા. રસિકલાલ ભાઈચંદદાસ પરીખના સ્મરણાર્થે
જ્યોત્સનાબેન રસિકલાલ પરીખ તથા પરિવારના સપ્રેમ જયશ્રીકૃષ્ણ. (પાટણ)

૮. ગો.વા. મોતીબેન હિંમતલાલ શાહના સ્મરણાર્થે સુરેશભાઈ હિંમતલાલ શાહ
તથા પરિવારના જયશ્રીકૃષ્ણ. (મુંબઈ)

૯. શ્રીદેવીબેન કનૈયાલાલ શાહ તથા પરિવારના સર્વેને જયશ્રીકૃષ્ણ. (મુંબઈ)

૧૦. ગં.સ્વ. મંગળાગૌરી બાબુલાલ શાહ તથા પરિવારના જયશ્રીકૃષ્ણ.(બાલીસણા-મુંબ્રઈ)

૧૧. પ.ભ. હંસાબેન નવનીતલાલ શાહના સદૈન્ય ભગવદ્ સ્મરણ (બાલીસણા-મુંબઈ)

૧૨. પ.ભ. રમીલાબેન જયંતિલાલ શેઠ તથા પરિવારના સપ્રેમ જયશ્રીકૃષ્ણ. (અમદાવાદ)

૧૩. પ.ભ. કે. પી. શેઠ તથા પરિવારના જય જયશ્રી ગોકુલેશ (મહેસાણા)

૧૪. ગો.વા. અસૌ. રસીલાબેન રામલાલ સાળવીના સ્મરણાર્થે
હ. રામલાલ લલ્લુભાઈ સાળવીના જયશ્રીકૃષ્ણ (પાટણ)

૧૫. પૂ. પિતાશ્રી સ્વ. શેઠ શંકરલાલ નાથાલાલ તેમજ
પૂ. માતૃશ્રી સ્વ. શેઠ શાંતાબેન શંકરલાલના સ્મરણાર્થે
પ.ભ. ગિરીશકુમાર શંકરલાલ શેઠનાં જય જય શ્રી ગોકુલેશ (મોડાસા)

# શ્રીનાથજીની ભાવ-ભાવના

(શ્રીનાથજીના મંદિરનું ભાવાત્મક આલેખન)



પ્રકાશક :

**શ્રીવલ્લભ સેવા પ્રચાર કેન્દ્ર - પાટણ.**

સંકલન કર્તા :

**ભાઇલાલભાઇ શં. શેઠ**

પ્રાપ્તિ સ્થાન :

**જિતેન્દ્રભાઇ રમણીકલાલ પરીખ**

કાર્યાલય : વાયુદેવતાની પોળ,
ચાચરીયા, પાટણ (ઉ.ગુ)
પીન-૩૮૪૨૬૫.

રહેઠાણ : ૩૯, શિવકૃપા સોસાયટી,
ટી.બી. હોસ્પી., પેટ્રોલ પંપની બાજુ,
ડીસા રોડ - પાટણ - ૩૮૪૨૬૫.

ટે.નં. : (રહેઠાણ) : ૦૨૭૬૬-૨૦૮૪૩ ● સવારે / સાંજે ૭-૦૦થી ૧૦-૦૦

આવૃત્તિ : પાંચમી
પ્રત : ૧૦૦૦
સં. ૨૦૫૮ શ્રાવણ સુદ - ૫
તા.૧૩-૮-૨૦૦૨

શુભ પ્રસંગે વહેંચવા માટે
૫૦-૧૦૦-૨૦૦ પ્રતો
વિશેષ રાહતે મેળવો.

પ્રકાશન સહાય :
રૂ.૧૨-૦૦

**મુદ્રણ સ્થાન : હિંગળાજ પ્રિન્ટર્સ**
૨૪૭૧, નાનો ભાટવાડો, હલીમની ખડકી, શાહપુર, અમદાવાદ-૧. ફોન : ૫૬૨૬૮૧૩

*આ પુસ્તિકામાં ભૂલ/ક્ષતિ જણાય તો સુધારીને વાંચવા વિનંતી.*
*તેમજ અમારી જાણમાં લાવવી જેથી પુનઃ પ્રકાશનમાં સુધારી શકાય.*
*યોગ્ય સૂચન/માર્ગદર્શન આવકાર્ય છે.* - પ્રકાશક

# -: ભગવદ્ ભક્ત અજબકુંવરીજીનું ચરિત્ર :-

ભક્તિમાર્ગમાં ભગવાન ભક્તાધીન બની ભંક્તોના મનોરથ પૂર્ણ કરનારા હોય છે. જેવી રીતે ભક્ત બોડાણાની ભક્તિને વશ થઇ શ્રીરણછોડરાયજી દ્વારકાથી ડાકોર પધાર્યા હતા અને ભક્ત પુંડરિકની પ્રેમ ભક્તિને વશ બની શ્રી વિઠોબાજી વૈકુંઠથી પંઢરપુર પધાર્યા હતા તેવી જ રીતે અજબકુંવરીજીની પ્રેમાત્મક ભક્તિના ફળ સ્વરૂપે નિકુંજનાયક શ્રીનાથજી સ્વલીલા સ્થળ વ્રજ ત્યજી મરૂભૂમિ રાજસ્થાનના મેવાડ પ્રદેશમાં પધાર્યા હતા. આ અજબકુંવરીજી શ્રીઠાકોરજીની નિત્યલીલાનું એક અમોલક ભક્તિરત્ન છે અને નિત્યલીલામાં 'રૂપઆધિની' સખી સ્વરૂપે શ્રીઠાકોરજીના સ્વરૂપમાં જ સદા આસક્ત રહે છે.

મેડતા એ જોધપુર પ્રદેશમાં આવેલ એક પરગણું હતું. નવમી - દશમી સદીમાં આ પરગણાનો નાશ થયો હતો. પરંતુ સંવત ૧૫૧૮ ની આસપાસ રાય દૂદાજી રાઠોડે તે ફરીથી વસાવ્યું હતું. આ દૂદાજીનું કુળ વૈષ્ણવ હતું. રાય દૂદાજીને બે પુત્રો હતા :- વીરમજી અને રતનજી. વીરમજી રાઠોડને સુપ્રસિદ્ધ ભક્ત જયમલ નામે પુત્ર તથા વીરા અને અજબકુંવરી નામે બે પુત્રીઓ હતી, જ્યારે રતનજીને ભક્ત કવિરત્ન મીરાંબાઇ નામે પુત્રી હતી.

રાજા જયમલ, શ્રીગુંસાઇજીના સેવક હરિદાસજીના સંગથી વૈષ્ણવ થયા હતા જે બસોબાવન વૈષ્ણવોની વાર્તા ૨૬ માં પ્રસિદ્ધ છે. મીરાંબાઇને બાળપણથી જ ભગવાન શ્રીકૃષ્ણમાં અનન્ય ભક્તિભાવ હતો. અજબકુંવરીનું લગ્ન મેવાડના રાણા ઉદયસિંહના બીજાપુત્ર સાથે થયું હતું. મીરાબાંઇ તથા અજબકુંવરી બંને પિતરાઇ બહેનો હતી તથા બાળવિધવા હતી. મીરાબાંઇને બાળપણથીજ ભગવાન શ્રીકૃષ્ણમાંજ અનન્ય ભક્તિભાવ હતો.

એકવાર શ્રીગુસાંઇજી ગુજરાતમાં દ્વારકાજી દર્શનાર્થે રાજસ્થાનના રસ્તે મેવાડમાં પધાર્યા હતા. ઉદેપુર પાસે સિંહાડ નામનું રમણીય સ્થળ જોઇ શ્રીગુસાંઇજીએ ચાચા હરિવંશજીને આજ્ઞા કરી કે આ સ્થળે ભવિષ્યમાં શ્રીનાથજી બિરાજશે પરંતુ હાલમાં તો અમને ત્યજી શ્રીગિરિરાજજીથી પધારશે નહિ. શ્રીગુસાંઇજીએ આ સ્થળે બે દિવસ સુધી મુકામ કર્યો. ઉદેપુરના રાણા ઉદયસિંહજી શ્રીગુસાંઇજીના દર્શને આવ્યા અને સિંહાડ ગામ ભેટ કર્યું. શ્રીગુસાંઇજીએ પ્રસાદી વસ્ત્ર આપી રાણાનું સમાધાન કર્યું અને પછી રાજા પોતાના ઘેર પાછા ફર્યા. ત્યારબાદ મીરાંબાઇની સાથે અજબકુંવરી પણ શ્રીગુસાંઇજીના દર્શને આવી. અજબકુંવરીને શ્રીગુસાંઇજીના દર્શન પૂર્ણ પુરુષોત્તમ

સ્વરૂપે થયાં. દર્શન કરતાં જ સેવક થવાની તીવ્ર ઇચ્છા જાગી. દર્શન કરી બંને ઘેર પાછા ફર્યા પરંતુ ઘેર આવતાં જ અજબકુંવરીને અત્યંત વિરહ તાપ થયો અને જ્વર ચડી આવ્યો. આથી મીરાંબાઇએ અજબકુંવરીને પૂછયું : 'તને આ શું થયું ? હમણાં તો તું સારી હતી !' અજબકુંવરીએ કહ્યું કે 'હું તો શ્રીગુંસાઇજીની સેવકિની થઇશ. આપશ્રીના મને પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ સ્વરૂપે દર્શન થયાં છે અને હવે હું શ્રીગુસાંઇજીના દર્શન વિના જીવી શકું તેમ નથી.' ત્યારે મીરાંબાઇએ કહ્યું - 'જેવી તારી ઇચ્છા'. આમ કહેતા જ અજબકુંવરીનો વિરહજ્વર ઉતરી ગયોઃ અને તત્કાળ શ્રીગુસાંઇજી પાસે આવીને વિનંતી કરી કે 'મહારાજાધિરાજ ! કૃપા કરી મને શરણે લો...' શ્રીગુસાંઇજીએ નામનિવેદન કરાવી અજબકુંવરીને સેવક કરી અંગીકાર કર્યો. શ્રીગુસાંઇજીએ અજબકુંવરીની સ્વરૂપાસક્તિ જોઇ સ્વપાદુકાજી પધરાવી આપ્યાં અને સેવાની સઘળી રીતિ બતાવી. શ્રીગુસાંઇજીની કૃપાથી અજબકુંવરીને સાક્ષાત શ્રીગોવર્ધનધર દર્શન આપતા, વાર્તા કરતા, હાસ્ય-વિનોદ કરતા તથા ચોપાટ પણ ખેલતા. આ રીતે નિત્ય દર્શનનું સુખ આપી સાનુભાવ જણાવતા. જે દિવસે શ્રીનાથજીના દર્શન ન થતાં, તો અજબકુંવરીને વિરહતાપ થઇ આવતો. આ પ્રકારે શ્રીગુસાંઇજીમાં અલૌકિક ભાવ દૃઢ થવાથી જ શ્રીઠાકોરજી અજબકુંવરીને સદા સાનુભવ કરાવતા હતા.

એક વેળા શ્રીનાથજી કોઇ ભગવદ્ ભક્તને ઘેર રોકાયા હોવાથી, બીજે દિવસે રાજભોગ આરતિ પછી અજબકુંવરીને ઘેર પધાર્યા. અહીં અજબકુંવરી પ્રભુવિરહમાં અતિ વ્યાકુળ બન્યાં. શ્રીનાથજીએ જ્યારે પધારીને દર્શન આપ્યા, હસ્યા અને ભોગ આરોગ્યા ત્યારે અજબકુંવરીનો વિરહજ્વર નિવૃત્ત થયો. શ્રીનાથજી જ્યારે પાછા પધારવા લાગ્યા ત્યારે અજબકુંવરીએ શ્રીનાથજીને રોક્યા ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે હમણાં તો ગયા વિના ચાલે તેમ નથી. જ્યાં સુધી શ્રીગુસાંઇજી બિરાજે છે ત્યાં સુધી તો મારું આવવું અને જવાનું જ બનશે. ત્યારપછી ઘણા વર્ષ સુધી હું તારી પાસે આ કોટડીમાં બિરાજીશ અને સર્વને અહીં જ જગપ્રસિદ્ધ દર્શન આપીશ. ત્યારે અજબકુંવરીએ કહ્યું 'નાથ ! આપનો શો ભરોશો ? આપને તો અનેક ભક્તો છે આથી મને વિશ્વાસ આવતો નથી. આથી કૃપા કરીને વચન આપો.' ત્યારે શ્રીનાથજીએ કહ્યું 'હું તને વચન આપું છું, તું નિશ્ચિંત રહેજે.' આ રીતે જ્યારે શ્રીગુંસાઇજી શ્રીગિરિરાજજી ઉપર શ્રીજીને અનોસર કરતા ત્યારે શ્રીનાથજી અહીં સિંહાડમાં અજબકુંવરી પાસે નિત્ય પધારતા, દર્શન આપતા, ચોપાટ ખેલતા અને અજબકુંવરીના

મનોરથ પૂર્ણ કરતા. આ પ્રમાણે ઘણા વર્ષો સુધી શ્રીનાથજીએ અજબકુંવરીને અલૌકિક સુખનું દાન કર્યું.

વિ.સં.૧૬૪૨ માં શ્રીગુસાંઈજી નિત્યલીલામાં પધાર્યા. હવે અજબકુંવરીને આપેલું વચન પાળવા શ્રીનાથજીએ શ્રીગિરિરાજજી ઉપર મ્લેચ્છોના આક્રમણનું નાટ્ય રચ્યું. અને સં.૧૬૨૬ ના આસો સુદ ૧૫ ના દિવસે શ્રીજીએ વ્રજ ત્યજી મેવાડ પ્રતિ પ્રયાણ કર્યું. માર્ગમાં વિવિધ સ્થળોએ લીલા કરતા શ્રીનાથજી સં.૧૭૨૮ ના મહાવદ ૭ ના દિવસે મેવાડ પધાર્યા અને અજબકુંવરીના મૂળ સ્થાન પર જ નૂતન સિદ્ધ થયેલા મંદિરમાં સદાને માટે બિરાજ્યા, જ્યાં સૌ ભક્તજનોને સર્વોધ્ધારક સ્વરૂપે અદ્યાપિ પર્યંત દર્શન આપી રહ્યા છે.

આ પ્રમાણે સં.૧૪૬૫ થી સં.૧૫૩૫ સુધી અર્થાત્ ૭૦ વર્ષ સુધી વ્રજવાસીઓના દૂધ-દહીં-નવનીત આરોગ્યા હતા. ત્યારપછી સં.૧૫૩૫ થી સં.૧૭૨૬ સુધી શ્રીગિરિરાજજી ઉપર પ્રગટ બિરાજી વૈષ્ણવો અને વ્રજવાસીઓની સેવા શ્રીમહાપ્રભુજી અને શ્રીવલ્લભકુળની કાનિથી અંગીકાર કરી હતી. ત્યારબાદ સં.૧૭૨૮ થી વર્તમાન નાથદ્વારામાં અજબકુંવરીની સિંહાડમાં નળિયાની છાપરીના પ્રાચીન નિવાસસ્થાનમાં બિરાજે છે આધિદૈવિક સ્વરૂપથી અજબકુંવરીની સેવા અંગીકાર કરી રહ્યા છે. સૌ ભક્તજનોને જગપ્રસિદ્ધ દર્શન આપી સૌની ભાવપૂર્વક સેવા અંગીકાર કરી મનોકામના પૂર્ણ કરી રહ્યા છે.



*મેવાડમાં, સિંહાડમાં, પહાડમાં રે*
*મારો શ્રીજી બિરાજે મેવાડમાં.*

*વ્રજ છોડીને વહાલો મેવાડ પધાર્યા*
*દર્શન આપે છે લાડમાં રે...* *મારો શ્રીજી.*

*અજબકુંવરીને કાજે પહાડમાં પધાર્યા*
*દર્શન આપે છે લાડમાં રે...* *મારો શ્રીજી.*

*દેશ દેશથી યાત્રાળુ આવે*
*સદાયે બિરાજે સુખ ચેનમાં રે...* *મારો શ્રીજી.*

*'પુરુષોત્તમ' પ્રભુ કી છબી નિરખત,*
*સદાયે બિરાજે મેવાડમાં રે...* *મારો શ્રીજી*

## -: શ્રીનાથજી માટે પ્રાણ - ન્યોછાવરી :-

શ્રીનાથજી વ્રજમાંથી મેવાડ પ્રતિ પધાર્યા પછી મોગલ સેનાપતિ શ્રીગિરિરાજજી ઉપરનું મંદિર તોડવા સૈન્ય લઇને આવ્યો. શ્રીનાથજીના બે જલધરિયા સેવકો - સેવો અને સભ્મો હાથમાં તલવાર લઇ અને સિંહપોળ ઉપર ઊભા રહી પ્રભુઆવેશમાં ઘણા દિવસો સુધી લડ્યા અને મ્લેચ્છ સૈન્યને મંદિરમાં પ્રવેશ કરવા દીધો નહિ. આ રીતે ઘણા સૈનિકોને માર્યા અને સેનાપતિને જીવતો જવા દીધો અને કહ્યું : 'તારા બાદશાહને કહેજે કે ફરીથી અહીં આવવાની હિંમત ન કરે !'

થોડા દિવસ પછી ફરીથી મોટું સૈન્ય લઇ મોગલ સેનાપતિ શ્રીગિરિરાજજી પર ચડી આવ્યો. સેવો અને સભ્મો ફરીથી લડવા તૈયાર થયા ત્યારે શ્રીનાથજી તેઓની પાસે પધારીને આજ્ઞા કરી : 'હું તમારા બંને ઉપર ઘણો પ્રસન્ન થયો છું. હવે તમારું પરાક્રમ બતાવશો નહિ. આ મ્લેચ્છ સૈન્ય હવે કંઇ જ કરી શકશે નહિ.' મ્લેચ્છ લશ્કર શ્રીગિરિરાજજી પર આવ્યું પરંતુ શ્રીનાથજીનું મંદિર દેખાયું નહિ. શ્રીજીએ શ્રીગિરિરાજજીમાં જ આખું મંદિર સમાવી દીધું લશ્કર નિરાશ થઇ પાછું ફર્યું. શ્રીનાથજીના મંદિરના રક્ષણ કાજે ઘવાયેલા સેવા અને સભાએ પ્રાણોની ન્યોછાવરી કરી શ્રીજીની નિત્યલીલામાં પ્રાપ્ત થયાં.

શ્રીનાથજીએ જેમને સ્વમુખે જ આજ્ઞા કરી હતી એવા પૂર્ણમલ્લ ક્ષત્રિયના દૈવી દ્રવ્યનો શ્રીમહાપ્રભુજી દ્વારા અંગીકાર કરીને નિર્મિત થયેલા નિજમંદિરને ખંડિત કરવાનું સામર્થ્ય મ્લેચ્છ સૈન્યમાં હોય જ ક્યાંથી ? આજે પણ આ પુરાતન મંદિર શ્રીગિરિરાજજી ઉપર પ્રગટ દર્શન આપી રહ્યું છે.

**('શ્રીનાથજીની પ્રાગટ્ય વાર્તા'માંથી)**

॥ શ્રી ગોવર્ધનનાથાય નમઃ ॥

॥ શ્રીગિરિરાજજધારિણે નમઃ ॥

# શ્રીનાથજીની ભાવભાવના

## શ્રીનાથજીના પ્રાગટ્યની ભવિષ્યવાણી

શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી અને સમસ્ત વલ્લભકુળના સર્વસ્વરૂપ તથા દૈવીજીવોના પ્રાણપ્યારા નિકુંજનાયક શ્રીનાથજીના અલૌકિક સ્વરૂપના પ્રાગટ્યની ભવિષ્યવાણી હજારો વર્ષ પૂર્વે 'ગર્ગસંહિતા'ના 'શ્રીગિરિરાજખંડ'માં નીચે પ્રમાણે છે. :-

**યેન રૂપેણ કૃષ્ણેન ધૃતો ગોવર્ધનો ગિરઃ ।**
**તદ્ રૂપં વિદ્યતે તત્ર રાજન્ શૃંગારમંડલે ॥૧॥**

ભગવાન શ્રીકૃષ્ણે જે સ્વરૂપે ગોવર્ધન પર્વતને ધારણ કર્યો હતો એ જ સ્વરૂપ શૃંગારમંડલ (વ્રજ) નામના ક્ષેત્રમાં બિરાજે છે.

**અબ્દશ્ચતુઃસહસ્રાણિ તથા પંચશતાનિ ચ ।**
**ગતાસ્તત્ર કલેરાદૌ ક્ષેત્રે શૃંગારમંડલે ॥૨॥**

**ગિરિરાજ ગુહામધ્યાત્સર્વેષાં પશ્યતાં નૃપ ।**
**સ્વતઃસિદ્ધં ચ તદ્ રૂપં હરેઃ પ્રાદુર્ભવિષ્યતિ ॥૩॥**

કળિયુગના ૪૫૦૦ વર્ષ પસાર થયા પછી સર્વ મનુષ્યોના દેખતાં આ સ્વયંસિદ્ધ સ્વરૂપ શ્રીગિરિરાજજીની કંદરામાંથી પ્રગટ થશે.

**શ્રીનાથ દેવદમનં તં વદિષ્યન્તિ સજ્જનાઃ ।**
**ગિરિરાજગિરૌ રાજન્ સદા લીલાં કરોતિ યઃ ॥૪॥**

હે રાજા ! જે સ્વરૂપ શ્રીગિરિરાજજી પર સદા લીલા કરે છે તેને સજ્જનો દેવદમન કહેશે.

**યે કરિષ્યન્તિ નેત્રાભ્યાં તસ્ય રૂપસ્ય દર્શનમ્ ।**
**તે કૃતાર્થો ભવિષ્યન્તિ શ્રીશૈલેન્દ્રે કલૌ જનાઃ ॥૫॥**

કળિયુગમાં જે લોકો શ્રીગોવર્ધન ઉપર પોતાના નેત્રોથી શ્રીનાથજીના સ્વરૂપના દર્શન કરશે તે કૃતાર્થ થશે.

જગન્નાથો રંગનાથો દ્વારકાનાથ એવ ચ ।
બદ્રીનાથશ્ચતુષ્કોણે ભારતસ્યાપિ વર્તતે ।।૬।।

પૂર્વમાં શ્રીજગન્નાથજી, દક્ષિણમાં શ્રીરંગનાથજી, પશ્ચિમમાં શ્રીદ્વારકાનાથજી અને ઉત્તરમાં શ્રીબદ્રીનાથજી-એમ ભારતના ચાર ખૂણામાં બિરાજમાન છે.

**મધ્યે ગોવર્ધનસ્યાપિ નાથોયં વર્તતે નૃપ ।**
**પવિત્રે ભારતે વર્ષે પંચ નાથાઃ સુરેશ્વરાઃ ।।૭।।**

પવિત્ર ભારત વર્ષમાં દેવોના પણ દેવ એવા પાંચ નાથ બિરાજે છે, જેની મધ્યમાં સર્વ નાથોના પતિ શ્રીગોવર્ધનનાથજી બિરાજે છે.

**ચતુર્ણાં ભુવિ નાથાનાં કૃત્વા યાત્રાં નરઃ સુધીઃ ।**
**ન પશ્યેદ્ દેવદમનં ન ચ યાત્રાફલં લભેત્ ।।૮।।**

જે મનુષ્ય ચારે ધામોની દર્શન-યાત્રા કરીને મધ્યમાં બિરાજતા શ્રીદેવદમન શ્રીનાથજીના દર્શન કરતો નથી તેને યાત્રાનું ફળ મળતું નથી.

**શ્રીનાથ દેવદમનં પશ્યેદ્ગોવર્ધન ગિરૌ।**
**ચતુર્ણાં ભુવિ નાથાનાં યાત્રાયાશ્ચ ફલં લભેત્।।૧૦।।**

જે મનુષ્ય શ્રીગોવર્ધન પર્વત ઉપર શ્રીદેવદમન શ્રીનાથજીના દર્શન કરે છે તેને ભૂમિ પરના ચારે ધામના નાથના દર્શનયાત્રાનું ફળ મળે છે.

## -: શ્રીનાથજીનો ભૂતળ ઉપર લીલાક્રમ :-

- સં. ૧૪૬૫ અષાઢ વદ ૩ રવિવાર, શ્રવણ નક્ષત્ર-સૂર્યોદય સમયે શ્રીગિરિરાજજી ઉપર શ્રીનાથજીના ઊર્ધ્વ ભુજાનું પ્રાગટ્ય થયું.
- સં. ૧૪૬૫ શ્રાવણ સુદ ૫ ના દિવસે શ્રીનાથજીની ઊર્ધ્વ ભુજાનું દર્શન થયું. વ્રજવાસીઓએ પૂજન, અર્ચન અને ભોગનો પ્રારંભ કર્યો.
- સં. ૧૫૩૫ ચૈત્ર વદ ૧૧ ના દિવસે શ્રીનાથજીના મુખારવિંદનું પ્રાગટ્ય થયું, અને તે જ સમયે ચંપારણ્યમાં આપશ્રીના મુખારવિંદ સ્વરૂપ શ્રીવલ્લભનું પ્રાગટ્ય થયું.
- સં. ૧૫૪૯ શ્રાવણ સુદ ૧૩ ના દિવસે શ્રીમહાપ્રભુજી શ્રીગિરિરાજજી ઉપર પધાર્યા અને નાનું મંદિર સિદ્ધ કરી શ્રીનાથજીને પાટ પધરાવ્યા. અપ્સરાકુંડ પાસે ગુફામાં રહેતા રામદાસ ચૌહાણને શરણે લઇ શ્રીનાથજીની સેવા સોંપી.

- સં. ૧૫૫૬ ચૈત્ર સુદ ૨ ના દિવસે અંબાલાના પૂરણમલ ક્ષત્રિયને નવું મંદિર સિદ્ધ કરવા શ્રીનાથજીને સ્વપ્નમાં આજ્ઞા કરી.

- સં. ૧૫૫૬ વૈશાખ સુદ ૩ ના દિવસે શ્રીમહાપ્રભુજીના શરણે આવી, આજ્ઞાનુસાર પૂરણમલે શ્રીનાથજીના નવા મંદિરના નિર્માણ કાર્યનો પ્રારંભ કર્યો.

- સં. ૧૫૭૬ વૈશાખ સુદ ૩ ના દિવસે શ્રીગિરરાજજી ઉપર સિદ્ધ થયેલા નૂતન મંદિરમાં શ્રીનાથજીનો પાટોત્સવ અને રામદાસ ચૌહાણની લીલા પ્રાપ્તિ થતાં બંગાળી ગોડિયા બ્રાહ્મણોને શ્રીનાથજીની સેવા સોંપી.

- સં. ૧૫૯૦ માં બંગાળીઓના અનાચાર-અન્યાશ્રયથી અપ્રસન્ન શ્રીનાથજીએ બંગાળીઓને દૂર કરવાની અવધૂતદાસ દ્વારા કૃષ્ણદાસ અધિકારીને આજ્ઞા કરી. બંગાળીઓને દૂર કરી રામદાસ સાચોરા બ્રાહ્મણને શ્રીજીના મુખિયાજી નીમ્યા.

- સં. ૧૬૨૩ મહા વદ ૭ના દિવસે શ્રીગિરધરજીએ મથુરા સતઘરામાં શ્રીનાથજીને પધરાવ્યા અને સર્વસમર્પણ કર્યું.

- સં. ૧૬૨૩ વૈશાખ સુદ ૧૪ના દિવસે શ્રીનાથજી પુનઃશ્રીગિરિરાજજી ઉપર પધાર્યા.

- સં. ૧૭૨૬ આસો સુદ ૧૫ના દિવસે વિધર્મીઓના આક્રમણના મિષે તથા અજબકુંવરીજીને આપેલ વચન સત્ય કરવા શ્રીનાથજીએ શ્રીગિરિરાજજીથી મેવાડ પ્રતિ પ્રસ્થાન કર્યું.

- સં. ૧૭૨૮ મહાવદ ૭ના દિવસે શ્રીનાથજી મેવાડ-અજબકુંવરીજીની સિંહાડમાં પધાર્યા અને નવા મંદિરમાં પાટોત્સવ કર્યો.

- સં. ૧૮૫૮ આસો સુદ ૮ના દિવસે હોલ્કરના આક્રમણથી સિંહાડ ત્યજી શ્રીનાથજી ઘસ્યાઢ પધાર્યા.

- સં. ૧૮૬૪ માં શ્રીનાથજી પુનઃ નાથદ્વારા પધાર્યા ત્યારથી આજ પર્યંત સૌ ભક્તજનોને પ્રગટ દર્શન આપી રહ્યા છે.

શ્રી એટલે પ્રકૃતિ-આદિમાયા-પરબ્રહ્મ પરમાત્માની શક્તિ અને તેના નાથ એટલે સ્વામી. શ્રી એટલે શ્રીસ્વામિનીજી અને તેના નાથ એટલે શ્રીનાથજી.

## -: શ્રીનાથજીના ત્રિવિધ સ્વરૂપ :-

શ્રીનાથજી ભૂતળ પર ત્રણ સ્વરૂપે બિરાજે છે -

**(૧) દેવદમન** - આપે વત્સહરણ લીલા દ્વારા બ્રહ્માજી, ઉષાહરણલીલા દ્વારા શિવજી, રાસલીલામાં કામદેવ, શંખચૂડવધની લીલા દ્વારા કૂબેર, દેવકીજીના મૃત પુત્રો પાછા લાવી મૃત્યુદેવ - આમ વિવિધ પ્રકારે દેવોનું દમન કર્યું હોવાથી દેવદમન કહેવાય છે, **જે હાલમાં શ્રીનાથ દ્વારામાં પ્રગટ બિરાજે છે.**

**(૨) ઈન્દ્રદમન** - વ્રજપરના ઈન્દ્રકોપને દૂર કરવા શ્રીગિરિરાજજીને સ્વહસ્તમાં ધારણ કરી આપે ઈન્દ્રદેવનું દમન કર્યું હોવાથી ઈન્દ્રદમન કહેવાય છે, **જે સ્વરૂપ હાલમાં ઉજ્જૈનમાં બિરાજે છે.**

**(૩) નાગદમન** - કાલિયદમન લીલા દ્વારા નાગનું તથા કુવલયાપીડ હાથી (નાગ)નું આપે દમન કર્યું હોવાથી નાગદમન કહેવાય છે, **જે સ્વરૂપ હાલમાં વડોદરામાં બિરાજે છે.**

## -: શ્રીનાથજીની સ્વરૂપ ભાવના :-

શ્રીનાથજીનું સ્વરૂપ શ્યામ છે. શ્રુતિમાં ભગવાનને 'રસો વૈ સઃ' અર્થાત્ સાક્ષાત્ રસરૂપ કહ્યા છે. સર્વ રસોમાં શૃંગારરસ શ્રેષ્ઠ છે અને શૃંગારરસનું સ્વરૂપ શ્યામ છે. આથી શ્રીનાથજીનું સ્વરૂપ શ્યામ છે.

શ્રીમદ્ ભાગવત શ્રીનાથજીનું નામલીલાત્મક સ્વરૂપ છે. શ્રીમદ્ ભાગવતના દ્વાદશ સ્કંધ શ્રીનાથજીના દ્વાદશ શ્રીઅંગરૂપ છે: શ્રીમહાપ્રભુજી ભાગવતાર્થ નિબંધમાં નીચે મુજબ વર્ણવે છે -

(૧) પ્રથમ સ્કંધ - દક્ષિણ ચરણારવિંદ (૨) દ્વિતીય સ્કંધ - વામ ચરણારવિંદ (૩) તૃતીય સ્કંધ - દક્ષિણ બાહુ (૪) ચતુર્થ સ્કંધ - વામ બાહુ (૫) પંચમ સ્કંધ - દક્ષિણ જંઘા (૬) ષષ્ઠ સ્કંધ-વામ જંઘા (૭) સપ્તમ સ્કંધ - દક્ષિણ શ્રીહસ્ત (૮) અષ્ટમ સ્કંધ - દક્ષિણ સ્તન (૯) નવમ સ્કંધ - વામ સ્તન (૧૦) દશમ સ્કંધ - હૃદય (૧૧) એકાદશ સ્કંધ - શ્રીમસ્તક અને (૧૨) દ્વાદશ સ્કંધ - વામ શ્રીહસ્ત.

શ્રીનાથજી સમસ્ત પુષ્ટિજીવોના સેવ્ય છે. સ્વકીયજનોને આહ્વાન કરતા નિકુંજના દ્વાર ઉપર ઠાડા (ઉભા) છે.

શ્રીદ્વારકેશજી મહારાજ શ્રીનાથજીની સ્વરૂપભાવના નીચે મુજબ સમજાવે છે -

દેખ્યોરી મેં શ્યામ સ્વરૂપ,
વામ ભુજા ઊંચે કર ગિરિધર, દક્ષિણ કર કટિ ધરત અનૂપ. ૧

મુષ્ટિકા બાંધ અંગુષ્ઠ દિખાવત, સન્મુખ દૃષ્ટિ સુહાઈ,
ચરણકમલ યુગલ સમ ધરકે, કુંજ દ્વાદશ મન લ્યાઈ. ૨

અતિ રહસ્ય નિકુંજકી લીલા, હૃદય સ્મરણ કીજે,
'દ્વારકેશ' મન વચન અગોચર ચરણકમલ ચિત દીજે. ૩

વામ (ડાબો) શ્રીહસ્ત નિત્ય ઊંચો રાખી નિજજનોને સંકેત કરી બોલાવી રહ્યા છે. દક્ષિણ (જમણા) શ્રીહસ્તની મૂઠી બાંધીને અંગુષ્ઠનું પ્રદર્શન કરી કટિ ઉપર રાખેલ છે, અને તે દ્વારા ભક્તોના ચંચળ મનને જમણા શ્રીહસ્તમાં સાચવી રહ્યા છે. કટિ વાસનાનું સ્થાન છે. તેમાંથી છોડાવનાર કેવળ શ્રીનાથજી છે. જમણા શ્રીહસ્તની મૂઠીનો અંગુષ્ઠ બતાવી આપ સંસારમાં રચ્યાપચ્યા રહેતા જીવોને કહી રહ્યા છે કે તમારું સ્થાન અહીં નથી.

ઉત્ક્ષિપ્ત હસ્તઃ પુરુષો ભક્તામાર્ગરત્યુત
દક્ષિણેન કરેણાસૌ મુષ્ટીકૃત્ય મનાંસિ નઃ ।
વામકરં સમુદ્ધૃત્ય નિહ્નુતં પશ્ય ચાતુરીમ્ ॥

અર્થાત્ દક્ષિણ શ્રીહસ્તની મૂઠી બાંધી ભક્તના મનનું આકર્ષણ કરીને વામ શ્રીહસ્ત ઊંચો કરીને ભક્તોને બોલાવતા શ્રીનાથજીની ચાતુરી તમે જુઓ.

આવા રસાત્મક સ્વરૂપની પંચ દૃષ્ટિઓ પૈકી આપની સન્મુખ દૃષ્ટિ છે. શ્રીનાથજીની પીઠિકા ચોરસ છે. નિકુંજના દ્વારે ઠાડા છે. ઉભય ભાવનાના આચ્છાદન માટે આપે ઓઢણી ઓઢી છે.

## -: શ્રીનાથજીના ચરણચિહ્નોની ભાવના :-

બ્રહ્માદિ દેવો જેના ચરણારવિંદમાં સદા નમે છે અને ચરણરજની કામના કરે છે એવા શ્રીનાથજીના ચરણકમલો ભક્તોના મનોરથને પૂર્ણ કરનારા છે. મહાપ્રભુ શ્રીહરિરાયચરણ આ ચરણચિહ્નોની ભાવના નીચે પ્રમાણે સમજાવે છે :-

**શ્રીનાથજીના દક્ષિણ (જમણા) ચરણારવિંદમાં નવ ચિહ્નો છે.**

(૧) ધ્વજ - સર્વ શરણાગત જીવોને અભયદાન આપે છે.
(૨) અંકુશ - ભક્તોના હાથી જેવા મદોન્મત્ત ચિત્તને અંકુશમાં રાખે છે.

(૩) <u>કમળ</u> - ભક્તિરૂપી જળમાં રહેલા ભક્તનું હૃદય કમળરૂપ છે. તેમાં પ્રભુ સદા બિરાજે છે.

(૪) <u>વજ્ર</u> - શરણસ્થ જીવોના પાપ અને દુઃખોને કાપી નાખે છે.

(૫) <u>સ્વસ્તિક</u> - જીવના સર્વ અમંગળ દૂર કરી મંગળ કરે છે.

(૬) <u>અષ્ટકોણ</u> - શરણાગત જીવને અષ્ટસિદ્ધિ તથા ઐશ્વર્યોનું દાન કરે છે.

(૭) <u>જવ</u> - જવ ધાન્યનો રાજા છે. પ્રભુના શરણે આવેલ જીવને ક્યારે પણ ધાન્યની ખેંચ પડતી નથી.

(૮) <u>ઊર્ધ્વરેખા</u> - શરણાગત જીવોની ઊર્ધ્વગતિ થાય છે જ.

(૯) <u>કળશ</u> - શરણસ્થ જીવનો હૃદયરૂપી કળશ સદા સર્વદા ભક્તિરસથી પૂર્ણ રહે છે.

**શ્રીનાથજીના વામ (ડાબા) ચરણારવિંદમાં સાત ચિહ્નો છે :-**

(૧) <u>ગોપદ</u> (ગાયની ખરી) - જેમ ગાયમાં સર્વ તીર્થો રહેલા છે તેમ શ્રીનાથજીના ચરણકમલને શરણે રહેનાર જીવને સર્વ તીર્થોનું ફળ મળે છે.

(૨) <u>જાંબુ</u> - જીવને અલૌકિક અને લૌકિક સર્વ સંપત્તિ પ્રદાન કરે છે.

(૩) <u>મત્સ્ય</u> - જીવનું મન માછલા જેવુ ચંચળ છે. ચંચળ મનને પ્રભુચરણોમાં સ્થિર કરવા આ ચિહ્ન છે.

(૪) <u>ધનુષ્ય</u> - નમ્રતા અને કાળનું પ્રતિક છે. પ્રભુના શરણે જનાર નમ્ર અને દીન બને છે અને તેને કાળ બાધા કરતો નથી.

(૫) <u>ત્રિકોણ</u> - શરણે આવેલ જીવના કામ, ક્રોધ, લોભ આદિ સર્વ દોષોને દૂર કરે છે.

(૬) <u>અર્ધચંદ્ર</u> - આ ચિહ્નને મર્યાદા ભગવદ્ ભક્ત શિવજી સ્વમસ્તકે ધારણ કરે છે.

(૭) <u>આકાશ</u> - આકાશ જેમ સર્વવ્યાપક છે તેમ પ્રભુ પણ સર્વવ્યાપક છે.

**જે કોઇ શ્રીનાથજીના ચરણચિહ્નોની નિત્ય ભાવના કરે છે, પરિશીલન કરે છે, નિત્ય સ્મરણ અને કીર્તન કરે છે તેને પ્રભુના ચરણારવિંદની શાશ્વત ભક્તિ પ્રાપ્ત થાય છે એમ શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે.**

# -: શ્રીનાથજીની પીઠિકાજીની ભાવના :-

શ્રીનાથજીની પીઠિકાજી ચોરસ છે. શ્રીનાથજીનું સ્વરૂપ શ્યામ અને દ્વિભુજ છે. ઊર્ધ્વ વામ (ડાબી) ભુજા શ્રીગિરિરાજધરણનો ભાવ દર્શાવે છે. કટિ ઉપર દક્ષિણ (જમણી) ભુજા ભક્તરક્ષક તથા નૃત્યભાવ સૂચક છે.

શ્રીપીઠિકાજીમાં શ્રીમસ્તક પર શુક (પોપટ) છે તે લીલાશુક છે. પીઠિકાજીમાં જમણી બાજુએ ઉપર એક અને ડાબી બાજુએ ઉપર બે - એમ કુલ ત્રણ મુનિઓ છે. તે સનકાદિ ભક્તો છે. તે ધર્મ, અર્થ અને કામરૂપ છે. આ ત્રણ આલંબન વિભાવરૂપ છે.

જમણી તરફ ઉપર એક મેષ (ઘેટું) છે. તે ચેષ્ટારૂપ હોવાથી લીલાનુકુલ ઉદ્દીપન વિભાવરૂપ છે. તેની નીચે શેષજી છે જે શય્યારૂપ આલંબનવિભાવરૂપ છે. સૌથી નીચે જમણી બાજુએ બે ગાયો છે. તે ગોકુલ લોકબોધક ઉદ્દીપન વિભાવરૂપ છે. તે પૃથ્વી તથા ધર્મરૂપ છે. પીઠિકાજીમાં ડાબી બાજુએ ઉપર સર્પ છે તે કાલ તક્ષકરૂપ છે. તેની નીચે સિંહ છે તે અક્ષર-નૃસિંહરૂપ છે. દ્વારરક્ષક છે. નિજજનો સિવાય અન્ય કોઇને પણ નિકુંજમાં પ્રવેશ કરવા દેતા નથી. ડાબી તરફ સૌથી નીચે બે મયૂર છે. તે નિષ્કામ અને નિરુપધિ પ્રેમસ્વરૂપ છે.

જમણા શ્રીહસ્ત પાસે શંખ છે મંગલસૂચક અને શ્રીસ્વામિનીજીના કંબુકંઠરૂપ છે. પીઠિકાજીમાં કંદરા અને પર્વત છે તે હરિદાસવર્ય શ્રીગિરિરાજજીનો તથા નિકુંજનો ભાવ સૂચવે છે. તેની ચારે બાજુ લહરી છે તે શ્રીયમુનાજીની છે.

**શ્રીનાથજીની પિઠિકાજી નવભક્તિ સાધક છે :-**

(૧) સર્પ - શ્રવણ ભક્તિ (૨) શુક - કીર્તન ભક્તિ

(૩) મુનિઓ - સ્મરણ ભક્તિ (૪) મેષ - પાદસેવન ભક્તિ

(૫) મયૂર - અર્ચન ભક્તિ (૬) શેષજી - વંદન ભક્તિ

(૭-૮) બે ગાયો - આત્મનિવેદન અને દાસ્ય ભક્તિ અને

(૯) સિંહ - સખ્યભક્તિ.

શ્રીનાથજીની જમણી બાજુએ શ્રીચંદ્રાવલીજીની નિકુંજ ડાબી બાજુએ શ્રીસ્વામિનીજીની નિકુંજ, ઉપરના ભાગમાં શ્રીયમુનાજીની નિકુંજ અને નીચે ચરણારવિંદમાં શ્રીકુમારિકાજીની નિકુંજ છે.

શ્રીનાથજીના શ્રીમસ્તક પર કેશનો જૂડો (અંબોડો) છે તે શ્રીસ્વામિનીજીએ બાંધ્યો છે. લલાટ પર કસ્તુરીનું સ્વતઃ સિદ્ધ તિલક છે તે શ્રીચંદ્રાવલીજીના ભાવથી છે. શ્રીકર્ણ અને શ્રીનાસિકાજીમાં આભરણો છે તે શ્રીયશોદાજીએ ધરાવ્યાં છે. શ્રીચિબુક ઉપર પરમ ઉજ્જવળ હીરો ઝગમગે છે તે શ્રીચંદ્રાવલીજીના ભાવથી છે. શ્રીયશોદાજીએ ભાલ ઉપર મષીબિંદુકા (મેશનું ટપકું) કરી છે. જેથી શ્રીઠાકોરજીને કોઇની ખરાબ દૃષ્ટિ લાગે

નહિ. શ્રીહસ્તમાં પહોંચી, ચરણારવિંદમાં નુપૂર અને કટિમેખલા શ્રીસ્વામિનીજીના ભાવથી છે. શ્રીહસ્તમાં ધારણ કરેલા કડાં એવો ભાવ સૂચવે છે કે શ્રીનાથજી શ્રીસ્વામિનીજીની સન્મુખ શ્રીહસ્ત બાંધીને આજ્ઞામાં ઠાડા છે. શ્રીકંઠમાં ધરેલી વૈજયંતીમાળા યોગમાયાનું સ્વરૂપ છે. મોતીની માળા શ્રીચંદ્રાવલીજીના ભાવથી તથા સુવર્ણમાળા શ્રીસ્વામિનીજીના ભાવથી છે. ઉરઃસ્થળ પરનો વ્યાઘ્રનખ શ્રીયશોદાજીએ પોતાના લાલનના રક્ષાર્થે - ખરાબ દૃષ્ટિ તથા ડર ન લાગે તે માટે ધરાવ્યો છે. બંને ભુજામાં રત્નજડિત બાજુબંધ છે. વામભુજામાં શ્રીસ્વામિનીજીના ભાવથી અને દક્ષિણ ભુજામાં શ્રીચંદ્રાવલીજીના ભાવથી છે. બંને શ્રીહસ્તની દશે અંગુલિઓમાં રત્નજડિત ઉત્તમ મુદ્રિકા શોભે છે, જે દશ પ્રકારના ભક્તોના ભાવથી છે. શ્રીચરણારવિંદના દશ નખચંદ્રો આગળ ચંદ્રમાં પણ લજ્જિત થઇ જાય છે. ભક્તોના હૃદયનો અજ્ઞાનરૂપી અંધકાર આ નખચંદ્રોની કાંતિથી દૂર થાય છે. વામ ચરણારવિંદના નખચંદ્રો પુષ્ટિભક્તના હૃદયનો અંધકાર દૂર કરે છે તથા દક્ષિણ ચરણારવિંદના નખચંદ્રો મર્યાદાભક્તના હૃદયનો અંધકાર દૂર કરે છે.

કટિ ઉપર રસગોપનાર્થ તનિયો ધર્યો છે.

શ્રી વેણુગીતમાં જણાવેલ લીલાનો સર્વ પ્રકાર શ્રીનાથજીના સ્વરૂપ તથા શ્રીપીઠિકાજીમાં વ્યક્ત છે. આથી **જે ભક્ત શ્રીપીઠિકાજીની ભાવના સહિત શ્રીનાથજીના સ્વરૂપામૃતનું પાન કરે છે તેનામાં રસાત્મિકા ભક્તિનો ઉદય થાય છે** માટે આ મંગળમય ચિહ્નોની ભાવના સહિત શ્રીનાથજીના સ્વરૂપનું દર્શન, ધ્યાન, સ્મરણ તથા સેવન કરવું.

## -: શ્રીનાથજીની લીલા ભાવના :-

શ્રીનાથજીનું સ્વરૂપ કિશોરલીલાનું સાત વર્ષનું છે. આપ શ્રીસ્વામિનીજીની નિકુંજના સ્વામી હોવાથી નિકુંજનાયક છે. શ્રીગિરિરાજજીની સઘન કંદરામાં શ્રીસ્વામિનીજી સાથે સદા અલૌકિક વિહાર કરે છે. આપ સ્વામિનીજીની હૃદયરૂપી ભાવાત્મક નિકુંજના અધિપતિ છે. શ્રીગિરિરાજજીની ભીતર સર્વલીલાપરિકર સહિત બિરાજી નિત્ય ષડ્ઋતુવિહાર કરે છે. આપ દ્વાદશ કુંજના નાયક છે. આપના સ્વરૂપમાં નિકુંજલીલા પ્રગટ છે જ્યારે અન્ય લીલાઓ ગુપ્ત છે.

આવા આનંદકરપાદમુખોદરાદિ રસાત્મક શ્રીનાથજીની નિત્ય ભાવના કરવી.

## -: શ્રીનાથજીના મંદિરની ભાવના :-

શ્રીનાથજીનું મંદિર અન્ય હિન્દુ મંદિરોની સમાન નિર્મિત થયેલું નથી. મંદિર પર શિખર નથી. જ્યાં સ્વયં શ્રીનાથજી બિરાજે છે તે નિજમંદિર પર કાચું નળિયાનું છાપરું છે એ જ મહાન ભગવદીય અજબ કુંવરીજીનું નિવાસસ્થાન છે. **શ્રીનાથજીના મંદિરમાં નંદાલય અને નાથદ્વારા નગરમાં વ્રજની ભાવના કરવામાં આવે છે.** દેવાધિદેવ શ્રીનાથજી હોવાથી મંદિર ઉપર કળશ, સાત ધ્વજાજી અને સુદર્શન ચક્રરાજ પણ બિરાજે છે.

શ્રીમહાપ્રભુજી દ્વારા નિબદ્ધ તથા શ્રીગુસાંઇજી દ્વારા સંવર્ધિત **શ્રીનાથજીના ભોગ, રાગ અને શૃંગારમયી સેવાપદ્ધતિ વિશ્વના સર્વ ધર્મોમાં અનન્ય, અદ્‌ભુત તથા સર્વશ્રેષ્ઠ છે.** જે મંદિરમાં ઘી-તેલના કૂવા સદા ભરેલા હોય અને જ્યાં કેસર-કસ્તુરી પીસવાને માટે સોના-ચાંદીની ઘંટી હોય તેના વૈભવનું પૂછવું જ શું ? **શ્રીનાથજીના ભોગ-સામગ્રી, સેવા-શૃંગાર, આવક-જાવક વગેરેનો હિસાબ માંડવાનું સાંસારિક જીવોનું સામર્થ્ય જ નથી.**

નિકુંજનાયક શ્રીનાથજી વ્રજના અધિપતિ છે. આથી "સદા હી વ્રજમેં કરત વિહાર" એ ભાવના અનુસાર આપ સદા વ્રજમાં જ બિરાજે છે. "વ્રજ તજ અનત ન જાઉં" એવી આપની પ્રતિજ્ઞા છે. આથી આપ જ્યાં લીલા કરવા પધારે છે અને બિરાજે છે તે સર્વ સ્થાનો વ્રજભૂમિ જ છે. જ્યાં શ્રીનાથજી બિરાજે છે ત્યાં શ્રીયમુનાજી અને શ્રીગિરિરાજજી પણ અવશ્ય બિરાજે છે **નાથદ્વારામાં જે બનાસ નદી છે તે શ્રીયમુનાજી સ્વરૂપ છે. ઉત્તર દિશામાં જે મોટો પર્વત (બડો મગરો) છે તે શ્રીગિરિરાજજી સ્વરૂપ છે.** બનાસ નદીની બાજુમાં વૃંદાવન બાગ છે, તેમાં નિર્મળ નીરથી ભરેલો વિમલકુંડ શોભી રહ્યો છે.

## -: બાર દરવાજાની ભાવના :-

નાથદ્વારામાં બાર દરવાજા છે, તે વ્રજની દ્વાદશ નિકુંજો છે. તેની ભીતર નિકુંજનાયક શ્રીનાથજી બિરાજે છે. આ બાર દરવાજા નીચે પ્રમાણે છે -

(૧) સિંહાડનું દ્વાર (૨) મથુરા દ્વાર (૩) અપ્સરા દ્વાર (૪) લાલ (બજાર) દ્વાર (૫) પુલિંદિની (પુલ) દ્વાર (આ દરવાજો અત્યારે નથી. (૬) લાલ દ્વાર (૭) નંગારખાના દ્વાર (૮) સિંહપોળ દ્વાર (૯) રતનપોળ દ્વાર (૧૦) જગમોહન દ્વાર (૧૧) મણીકોઠા દ્વાર અને (૧૨) નિજમંદિર દ્વાર.

**મુખ્ય લાલ દ્વારમાં શ્રીનાથજી બિરાજે છે.**

## -: નગારાંની ભાવના :-

શ્રીનાથજીના રાજભોગના દર્શનની ઝાંખી પહેલાં નગારાં વાગે છે. તે વૈષ્ણવોને એમ સૂચવે છે કે પ્રથમ મંગલા - શૃંગાર - ગ્વાલના દર્શનની ઝાંખી થઇ ચૂકી છે. જો તમને એ દર્શનનો લાભ ન મળ્યો હોય તો જલદીથી આવો, અને રાજભોગના દર્શનની ઝાંખી કરો. નગારાં કહી રહ્યાં છે - પૂર્વ જન્મમાં અમે પ્રભુને સેવ્યા નહિ અને ભક્તિનું ભાથું બાંધ્યું નહિ. પરિણામે અમારો પશુયોનિમાં જન્મ થયો. મૃત્યુ પછી અમારા ચામડાના આ નગારાં થયાં છે અને તેના ઉપર દાંડીથી માર પડી રહ્યો છે માટે હે વૈષ્ણવો ! તમે ચેતી જાવ ! પ્રભુ દર્શન-સ્મરણ કરો. તન-મન અને ધનથી પ્રભુસેવા કરો. નહિતર અમારા જેવી તમારી પણ દશા થશે.

## -: ચાર ચોકની ભાવના :-

શ્રીનાથજી મંદિરમાં ચાર ચોક છે -

(૧) શ્રીગોવર્ધન ચોક (૨) ફૂલ ચોક (ધોળી પટિયા)

(૨) કમલ ચોક અને (૪) રતન ચોક.

શ્રી ગોવર્ધન ચોક અને ફૂલ ચોક લંબચોરસ છે. કમલચોક અને રતનચોક સમચોરસ છે.

શ્રીગિરિરાજજી લાંબા હોવાથી શ્રીગોવર્ધન ચોક લાંબો છે. શ્રીગિરિરાજજીની તળેટીનો ભાવ હોવાથી આ ચોકમાં પથ્થર જડેલા નથી, પરંતુ ગોબરથી લીંપેલ છે. અહીં વ્રજરજનો ભાવ છે. અન્નકુટના ઉત્સવ પ્રસંગે શ્રીગોવર્ધન-પૂજા આ ચોકમાં થાય છે. ત્રણે ચોકમાં સોહની થયા પછી સઘળી રજ આ ચોકમાં એકત્ર કરવામાં આવે છે. વૈષ્ણવો વ્રજરજની ભાવનાથી તેનો સ્પર્શ કરે છે. શ્રીગિરિરાજજી ઉપર જેમ માળી, ભીલ, અહીર આદિ સર્વ મનુષ્યો જઇ શકે છે તેમ અહીં પણ સર્વ લોકોને આવવાનો અધિકાર છે. પ્રાતઃકાળે વિવિધ પ્રકારના લીલા મેવા તથા શાક વેચવા મુખ પર પટ્ટી બાંધીને બહેનો બેસે છે. વૈષ્ણવો પ્રેમપૂર્વક શ્રીનાથજીની શાક-સેવા અંગીકાર કરાવે છે.

શ્રીગોવર્ધન ચોકમાં પ્રવેશ કરતાં જમણી બાજુએ નીચે શ્રીનાથજીના પ્રાચીન રથના દર્શન થાય છે. અજબકુંવરીજીને આપેલુ વચન સત્ય કરવા શ્રીનાથજી આ જ રથમાં શ્રીગિરિરાજજીથી મેવાડ પધાર્યા હતા. વૈષ્ણવો ભાવપૂર્વક આ રથના દર્શન-દંડવત્ કરી ધન્યતા અનુભવે છે.

શ્રીગોવર્ધન ચોકમાં જમણી બાજુએ ઉપર શ્રીનાથજીનું દરજીઘર આવેલું છે. અહીં શ્રીનાથજી માટે વિવિધ ઋતુ અને ઉત્સવ અનુસાર વસ્ત્ર-વાઘા પિછવાઈ વગેરે નિત્ય સિદ્ધ થયા કરે છે.

શ્રીગોવર્ધન ચોકમાં ડાબી બાજુના દ્વારેથી શ્રીનવનીતપ્રિયાજીના મંદિરમાં જવાય છે. તે શ્રીનંદરાયજીના ગૃહની ભાવનાથી છે. અહીં પ્રભુ સર્વ બાલલીલા કરે છે. મહાન ભગવદીય ગજ્જન ધાવનના સેવ્ય અને શ્રીમહાપ્રભુજીના નિધિ શ્રીનવનીતપ્રિયાજીના સેવારીતિ, ભોગ, રાગ, શૃંગાર વગેરે શ્રીનાથજીના મંદિરની જેમ જ છે. મોટા ઉત્સવો ઉપર શ્રીનવનીતપ્રિયાજી શ્રીનાથજીની સાથે બિરાજે છે. શ્રીમહાપ્રભુજીની સત્તરમી પેઢીએ પ.પૂ.તિલકાયત ગોસ્વામી શ્રી દાઉજી મહારાજના માથે આ સ્વરૂપ હાલમાં બિરાજે છે.

શ્રીનવનીતપ્રિયાજીના મંદિરથી સહેજ આગળ જતાં શ્રીમહાપ્રભુજીના ભાવાત્મક બેઠકજી બિરાજે છે. વૈષ્ણવો ભાવથી અહીં દર્શન-દંડવત્-ભેટ કરે છે.

શ્રીનવનીતપ્રિયાજીના મંદિરની સામે કૃષ્ણભંડાર આવેલ છે. શ્રીમહાપ્રભુજીએ સૌ પ્રથમ કૃષ્ણદાસજીને શ્રીનાથજીનો અધિકાર સોંપ્યો હતો. આજે પણ અહીં કૃષ્ણદાસજીના ગાદીજી બિરાજે છે. તેમના ભાવથી શ્રીનાથજીનો અધિકાર ચાલે છે. વૈષ્ણવોને પ્રસાદી ઠંડી, ધ્વજાજીનો ટૂક વગેરે અહીંથી આપવામાં આવે છે. શ્રીનાથજીના મંદિરનો સમગ્ર વહીવટ,આવક-જાવક, અધિકાર વગેરે અહીંથી થાય છે. શ્રીનાથજીના સોના-ચાંદીના ઘંટીના દર્શન પણ અહીં થાય છે.

નિરખો શ્રીનાથજી રૂપાળા
કે નેનભરી નિરખો શ્રીનાથજી રૂપાળા
સાંવરી સૂરત માધુરી મૂરત,
નેત્રકમળ અણિયારા... કે નેન ભરી.
ઢરકતી પાગ વળી પીળા પિછોડ
કંઠે કુસુમ વન માળા... કે નેન ભરી.
'રસિકપ્રિયા' ચિત્ત ચોંટ્યું ચરણમાં
ઘડીયે કરું નહિ ન્યારા... કે નેન ભરી

## -: સૂરજપોળની ભાવના :-

શ્રીગોવર્ધનપૂજાના ચોકની સામે સૂરજપોળ છે. સૂરજપોળમાં પ્રવેશવા માટે નવ પગથિયાં તે મર્યાદા નવધા ભક્તિના ભાવથી છે. આ દ્વારેથી મર્યાદા ભક્તો, રાજા-રાણી વગેરે મર્યાદા સહિત દર્શન કરવા આવે છે. **હાલમાં માત્ર સ્ત્રીજનોને જ પ્રવેશનો અધિકાર છે.**

**-: સૂરજપોળ ઉપર કબૂતરોને મકાઇ નાખવાની ભાવના :-**

સૂરજપોળ ઉપર કબૂતરોને મકાઇ નાખવામાં આવે છે, કારણ કે શ્રીઠાકોરજી અને શ્રીસ્વામિનીજીને કબૂતર બહુ પ્રિય છે.

**કબૂતરમાં સાત પ્રકારના ગુણ છે -**

(૧) તેનો રંગ, શ્રીઠાકોરજીના શ્રીઅંગના વર્ણનો સમાન ઘનશ્યામ છે.

(૨) જેમ શ્રીઠાકોરજી નિજભક્તો સાથે તેમના ભાવાનુસાર ક્રીડા કરે છે તેમ કબૂતર પણ પોતાની પત્ની સાથે જ રમણ કરે છે.

(૩) શ્રીસ્વામિનીજીના આરક્ત ચરણારવિંદની જેમ કબૂતરના પગ પણ લાલ છે.

(૪) કબૂતર મુખ બંધ કરીને 'ગટર-ગૂ' એવો શબ્દ ભીતર જ બોલે છે. એવી રીતે ભક્તોએ પણ હૃદયની ભીતર ભગવદ્નામ-સ્મરણ કરવું.

(૫) કબૂતરો જીવહિંસા કદી કરતા નથી.

(૬) કબૂતરો સંયોગી છે. પોતાની સ્ત્રીના સહજ ત્યાગ કરતા નથી.

(૭) કબૂતર અને કબૂતરી પરસ્પર મુખ મિલાવીને ક્રીડા કરે છે.

કબૂતરોમાં આ સાત ગુણો હોવાથી પ્રિયા-પ્રિતમને અત્યંત પ્રિય છે.

મકાઇ નાખતાં સર્વ કબૂતરો એકત્ર થાય છે, પરંતુ તે ચણવા લાગતાં નથી. જગમોહનમાં કબૂતરનું એક યુગલ રહે છે. તે જ્યાં સુધી ચણવા આવતું નથી ત્યાં સુધી બધા કબૂતરો તેની પ્રતીક્ષા કરે છે. તે યુગલ આવીને ચણવાનો પ્રારંભ કરે ત્યારપછી બીજા કબૂતરો ચણે છે.

## -: ફૂલચોકની ભાવના :-

**ગોવર્ધન ચોકમાં આગળ જતાં જમણી બાજુએથી ફૂલ ચોકમાં જવાય છે.** અહીં શ્વેત આરસપહાણ જડેલા હોવાથી તેને ધોળી પટિયા પણ કહે છે. ફૂલ ચોકમાં જવા માટે

નવ પગથિયા છે. તે પુષ્ટિ નવધાભક્તિના ભાવથી છે. ફૂલચોક શ્રીગોલોકધામનું સ્વરૂપ છે. ગોલોક શેષજીની ગોદમાં છે. શેષજી લાંબા સ્વરૂપવાળાં હોવાથી ફૂલચોક પણ લાંબો છે.

સેવા કરવાવાળા ભીતરિયાજી, ટહેલવા, ગોસ્વામી બાળકો વગેરે જ્યારે અપરસમાં ખડાઉ પહેરીને જાય છે ત્યારે ફૂલચોકમાં આવતાં જ ખડાઉ ઉતારે છે કારણ કે ફૂલચોક ઉપર ગોલોક અને શેષશય્યાજી ભાવના છે.

ફૂલચોકમાં બાર આડી પટિયા છે તે શ્રીનાથજીના દ્વાદશ નિકુંજના ભાવથી છે. શેષજીના કુંડલાકાર બાર આંટા છે. તેના એક એક આંટા ઉપર એક એક નિકુંજનો ભાવ છે. સિંહપોળની પાસે ચાર પટિયા છોડીને બાકીના પટિયા રત્નપટિયા છે. શયનના દર્શન પછી જે વૈષ્ણવો અહીં શ્રદ્ધા, ધીરજ અને શાંતિપૂર્વક બેસીને આ પટિયાનું દર્શન કરે છે તેમને ચમત્કારિક ઝાંખી અને અવનવા અનુભવો થાય છે. પ્રાતઃકાલે ફૂલચોકમાં માળીઓ વિવિધ પ્રકારના પુષ્પો લઇને બેસે છે અને વૈષ્ણવો શ્રીનાથજીની સેવામાં આ ફૂલોને પ્રેમપૂર્વક અંગીકાર કરાવે છે. સાંજે ચિત્રકારો વિવિધ લીલા દર્શન કરાવતા ચિત્રજી લઇને બેસે છે.

## -: સિંહપોળની ભાવના :-

ફૂલચોક ઉપર ડાબી બાજુનું દ્વાર સિંહપોળ છે. સિંહપોળની આજુબાજુ બે સિંહ ઊભા છે. તે (૧) ઋગ્વેદ અને (૨) યજુર્વેદના ભાવથી છે. તેમની પૂંછ ઊભી છે. તે તામસ ભાવરૂપ છે અને તેમાં કર્મકાંડનું પ્રતિપાદન છે. રતનપોળ ઉપર બે સિંહ બેસેલા છે તે (૧) સામવેદ અને (૨) અથર્વેદના ભાવથી છે. ભક્તિ અને ઉપાસનાનું સ્વરૂપ હોવાથી દીનતાપૂર્વક શ્રીઠાકોરજીના શરણમાં બેઠા છે.

## -: સિંહપોળના કમાડની ભાવના :-

સિંહપોળ બે કમાડમાંથી જમણી બાજુનું એક કમાડ ખુલ્લું રહે છે, તે નિકુંજના ભાવથી છે કેમકે શ્રીઠાકોરજી નિકુંજમાં અખંડ લીલા કરે છે. ડાબી બાજુનું કમાડ શ્રીનાથજીના બપોરે અનોસર અને રાત્રે શયન સમયે બંધ થાય છે. તે નંદાલયના ભાવથી છે. નંદાલયમાં બાલભાવથી સેવા થાય છે. શ્રીઠાકોરજી બાળક છે. જ્યારે પોઢે છે ત્યારે કમાડ બંધ થઇ જાય છે અને જ્યારે જાગે છે ત્યારે કમાડ ખૂલે છે.

## -: સિંહપોળની બે કોટડીની ભાવના :-

સિંહપોળની બંને બાજુએ એક એક કોટડી આવેલી છે. ડાબા હાથની કોટડી નંદાલયના ભાવથી છે જેમાં અષ્ટસખાઓ રહે છે અને જમણા હાથની કોટડી નિકુંજના ભાવથી છે જેમાં અષ્ટસખીઓ નિવાસ કરે છે.

## -: કમલચોકના ઘોડાઓની ભાવના :-

**સિંહપોળમાં થઈને કમલચોકમાં જવાય છે. હાલમાં કેવળ પુરુષભક્તોને જ પ્રવેશનો અધિકાર છે.** કમલચોકમાં સિંહપોળની બંને બાજુએ બે ઘોડાઓ છે. તે નંદાલયનો ભાવ છે. આ ઘોડા યજ્ઞશાળાના ભાવથી છે. તેનું આધિદૈવિક સ્વરૂપ અશ્વિનીકુમારો છે. તેઓ શ્રીનંદરાયજીના ઘરના વૈદ્ય છે એટલે અહર્નિશ ત્યાં રહે છે તથા કોઈ રોગને ભીતર પ્રવેશ કરવા દેતા નથી.

## -: ચરણામૃત ગોખની ભાવના :-

કમલચોકમાં પ્રવેશ કરતાં ડાબી બાજુએ ખૂણામાં જે ગોખ છે ત્યાંથી શ્રીનાથજીનું ચરણામૃત બંટાય છે. ચરણામૃત પાન કરવાથી ભક્તિની વૃદ્ધિ થાય છે અને વૈષ્ણવો પ્રેમથી ચરણામૃત પાન કરે છે.

## -: કમલચોકના ગોખની ભાવના :-

કમલચોકમાં ઓગણીશ ગોખ છે. તે 'ગોપીગીત'ના ઓગણીશ શ્લોકોના ભાવથી છે. રાસલીલા સમયે શ્રીગોપીજનોએ વિરહમાં ઓગણીશ શ્લોકોનું ગાન કર્યું હતું, ત્યારે ભગવદ્ પ્રાપ્તિ થઈ હતી. **આ કમલચોક શ્રીનાથજીનું રાસસ્થળ છે.**

## -: કમલચોકના કમલની ભાવના :-

કમલચોકની મધ્યમાં સંગેમરમરનું કલાત્મક અષ્ટદલ કમલ છે. આ કમલમાં ચોવીસ પાંખડીઓ છે. આઠ આઠ પાંખડીઓના ત્રણ દલ છે. ગાયત્રીના ચોવીસ અક્ષરોના ભાવથી ચોવીસ પાંખડીઓ અને ત્રિપદા ગાયત્રીના ભાવથી ત્રણ દલ છે. માટે કમલ ગાયત્રીનું સ્વરૂપ છે અને ગાયત્રી મંત્રમાં સાક્ષાત્ ભગવદ્ સ્વરૂપનું નિરૂપણ છે.

વળી વ્રજ કમલાકાર છે માટે **આ કમલમાં વ્રજલીલાની ભાવના કરવી.** કમલની ચારે બાજુ આઠ પટિયા અને સોળ લહેરિયા છે. તેમાં આઠ પટિયા ભગવદ્ સ્વરૂપો અને

સોળ લહેરિયા છે તે સોળ વ્રજભક્તો છે. 'દ્વૈ દ્વૈ ગોપી બિચ બિચ માધૌ'' ના ભાવથી રાસમંડળના આકારમાં બિરાજે છે. આથી ગોસ્વામી બાળકો અને સમજુ વૈષ્ણવો અહીં પગ મૂકતા નથી. શયનના દર્શન પછી અહીં નિત્ય મંદિર વસ્ત્ર થાય છે કારણ કે શ્રીનાથજી અહીં નિત્ય રાસક્રીડા કરે છે.

પ્રાતઃકાળે કમલચોકમાં બ્રાહ્મણો શ્રીમદ્ભાગવત પાઠ, વેદપાઠ વગેરે કરવા બેસે છે.

## -: રતનપોળ અને સિંહપોળના કમાડોના ગોખની ભાવના :-

સિંહપોળ અને રતનપોળના કુલ ચાર કમાડો છે. એક એક કમાડમાં સત્તાવીશ ગોખ છે. બધા મળીને કુલ એક્સો ને આઠ ગોખ થાય છે. તે માળાના એકસોને આઠ મણકાના ભાવથી છે. એ વ્રજભક્તોનું સ્વરૂપ છે. શ્રીનાથજીની નિકુંજ બાર છે. એક એક નિકુંજમાં નવ-નવ વ્રજભક્તો છે. આ રીતે પણ એકસો ને આઠ વ્રજભક્તોના ભાવરૂપ છે.

## -: ચંદરવાની ભાવના :-

કમલચોક, ફૂલચોક અને રતનચોકમાં ઉષ્ણકાળના દિવસોમાં ચંદરવા બંધાય છે. ઉષ્ણકાળમાં સૂર્યકિરણોથી શ્રીનાથજીનું મંદિર તપી ન જાય અને તેની ગરમી નિજ મંદિર સુધી પહોંચે નહિ તે માટે આ ચંદરવા બંધાય છે. રાત્રિએ ચંદરવા બાંધેલા હોય તો વાયુ રોકાઇ જાય અને શ્રીનાથજીને શયન સમયે પરિશ્રમ પડે એટલા માટે રાત્રે ચંદરવા છોડી લેવામાં આવે છે. આ પ્રકારે ચંદરવા શ્રીનાથજીની સુખપૂર્વક સેવાર્થેની ભાવનાથી છે.

## -: ધ્રુવબારીની ભાવના :-

શ્રીનાથજીની સન્મુખ ડોલતિબારીમાં ધ્રુવબારી આવેલી છે. ધ્રુવજી વ્યાપિવૈકુંઠની સામે સ્થિર રહી અહર્નિશ ભગવદ્ ભક્તિ કરે છે તેથી ધ્રુવજીને દર્શન આપવા માટે આ ધ્રુવબારી રાખી છે. ધ્રુવબારીમાં છત્રીસ જાળી છે. તેમાં પાંત્રીસ જાળી પ્રત્યક્ષ દેખાય છે અને એક ગુપ્ત છે. જાળીમાં છત્રીસ ચોરસ છિદ્ર છે. તે છ રાગ અને ત્રીસ રાગિણીના ભાવથી છે. એક એક છિદ્રમાં એક એક રાગ-રાગિણી બેઠેલા છે.

## -: ધ્રુવબારીના કમાડ ઉપર સખીઓની ભાવના :-

ધ્રુવબારીના બંને કમાડોની બંને બાજુ બબ્બે સખીઓ મળીને કુલ ચાર અને બે ધ્રુવબારીની બહાર તથા બે અનારચોકના દ્વાર ઉપર - એમ બધી મળીને કુલ આઠ સખીઓ શ્રીનાથજી સન્મુખ સેવામાં તત્પર રહે છે.

દિવસે ગોચારણ આદિ લીલામાં સખાઓ સ્વરૂપે અને રાત્રે નિકુંજ લીલામાં સખીઓ સ્વરૂપે સદા સેવાપારાયણ રહેતા અષ્ટસખા-અષ્ટસખીઓ નીચે પ્રમાણે છે -

| શ્રીનાથજીના અષ્ટસખા | અષ્ટસખી | ભૂતળ ઉપર પ્રાગટ્ય |
|---|---|---|
| (૧) કૃષ્ણ સખા | ચંપકલતાજી | સૂરદાસજી |
| (૨) તોક સખા | ચંદ્રભાગાજી | પરમાનંદદાસજી |
| (૩) અર્જુન સખા | વિશાખાજી | કુંભનદાસજી |
| (૪) ઋષભ સખા | લલિતાજી | કૃષ્ણદાસજી |
| (૫) ભોજ સખા | ચંદ્રરેખાજી | નંદદાસજી |
| (૬) સુબલ સખા | પદ્માજી | છીતસ્વામી |
| (૭) શ્રીદામા સખા | ભામાજી | ગોવિંદસ્વામી |
| (૮) વિશાલ સખા | વિમલાજી | ચતુર્ભુજદાસજી |

## -: રતનચોક અને સૂરજપોળના દરવાજા પરના હાથીનો ભાવ :-

કમલચોકમાં ડાબી બાજુએ ગજયુગલોની વચ્ચે આવેલા દ્વારે (હાથીપોળ)થી રતનચોકમાં જવાય છે. વળી સૂરજપોળના અને શ્રીનવનીતપ્રિયાજી મંદિરના દ્વારેથી પણ રતનચોકમાં આવી શકાય છે. અહીંથી વૈષ્ણવો ડોલતિબારીમાં જઇ દર્શન કરે છે.

કમલચોકની અંદર રતનચોકમાં પ્રવેશ કરવાના દ્વારે ઊભેલા બે ગજરાજો પોતાના મુખમાં સૂંઢ નાખીને ઊભા છે. આ રીતે પોતાના કંઠનો સ્વર બંધ કરીને શાંતચિત્તે હૃદયની ભીતર ભગવદ્ સ્મરણમાં મગ્ન છે. આ યુગલ ગજરાજ પુષ્ટિના ભાવથી છે. **શ્રીનાથજીના દર્શનની ઝાંખીની પ્રતીક્ષા કરતા સૌ વૈષ્ણવોએ કમલચોકમાં મૌન રાખી હૃદયમાં ભગવદ્ સ્મરણ કરતાં શાંત અને સ્વસ્થ ચિત્તે બેસવું જોઇએ એમ સૂચવી રહ્યા છે.**

શ્રીગોવર્ધનચોકમાંથી સૂરજપોળના દ્વારે પ્રવેશતાં બે ગજરાજો પોતાની સૂંઢ નીચે રાખીને ઊભા છે. અહીં પોતાના કંઠનો સ્વર ખુલ્લો રાખ્યો છે. સૂરજપોળ મર્યાદાભક્તિનું દ્વાર હોવાથી આ ગજરાજો મર્યાદા ભક્તિમાર્ગના સૂચક છે.

કમલચોકમાં આવેલા ગજરાજો વચ્ચે ચાર સફેદ પથ્થર જડેલા છે. તે ચાર સનકાદિ મુનિઓના ભાવથી છે. રતનચોકના દરવાજા બહાર બે ગવાખા છે. એકમાં ઇન્દ્રરાજ ઐરાવત હાથી ઉપર બેઠા છે અને બીજામાં સુરભિ ગાયને લઇને દંડવત્ કરી રહ્યા છે. આનો ભાવ એવો છે કે ઇન્દ્રરાજ સર્વ વૈષ્ણવોને ચેતવે છે કે પહેલાં શ્રીઠાકોરજીએ મને ઐરાવત ઉપર બેસાડીને ઇન્દ્રપદ આપ્યું પરંતુ મને ગર્વ થતાં પ્રભુઆજ્ઞાની અવજ્ઞા કરી વ્રજ ઉપર કોપ કર્યો અને મુશળધાર વૃષ્ટિ કરી એટલે શ્રીઠાકોરજીએ મારું માનભંગ કર્યું. અંતે સુરભિ સહિત શ્રીઠાકોરજીને શરણે આવતાં મારો અપરાધ ક્ષમા કરી અભયદાન આપ્યું. માટે હે વૈષ્ણવો ! તમે પણ કદી અહંકાર કરશો નહિ અને સદા શ્રીનાથજીના ચરણકમલને શરણે જ રહેજો.

## -: રતનચોકનો ભાવ :-

રતનચોક રત્નજડિત છે. તેની કાંતિ ચંદ્રસમાન અને તાપ સૂર્યસમાન છે. ભક્તને પ્રભુનો વિરહ થાય છે ત્યારે અહીં આવીને શ્રીમુખના દર્શન કરે છે. રતનચોકમાં શુદ્ધ ભાવથી પ્રવેશ કરનાર ભક્તને સર્વ તીર્થોનું ફળ પ્રાપ્ત થાય છે. દીપમાલિકા પ્રસંગે અહીં દીપકોની સુંદર સજાવટ થાય છે.

ફૂલચોકમાં આવતાં પ્રેમ, કમલચોકમાં પ્રવેશતાં આસક્તિ અને રતનચોકમાં આવતાં વ્યસન થાય છે.

## -: રતનચોકમાં તાળાનો ભાવ :-

કમલચોકમાંથી રતનચોકમાં પ્રવેશતા ડાબી બાજુએ લાંબુ તાળુ લટકાવેલું રહે છે, જે શ્રીસ્વામિનીજીની મૂઠીનો ભાવ છે. જેવી રીતે મૂઠી લાંબી અને ગોળ હોય છે તેમ આ તાળું પણ લાંબુ અને ગોળ છે. પ્રેમરૂપી ચાવીથી તે ખૂલે છે. જ્યારે શ્રીસ્વામિનીજી કૃપા કરીને પોતાના શ્રીહસ્તથી પ્રેમપૂર્વક આ તાળું ખોલે છે ત્યારે જ શ્રીનાથજીના દર્શન થાય છે. આથી જ વૈષ્ણવો આ તાળાનો પ્રેમથી આંખે સ્પર્શ કરી ધન્યતા અનુભવે છે.

## -: રતનચોકના ગોખની ભાવના :-

રતનચોકમાં દસ ગોખ છે તે પુષ્ટિમાર્ગના દસ મર્મરૂપ છે. જેના ઉપર શ્રીવલ્લભની કૃપા થાય છે તેમને આ દસ મર્મ સિદ્ધ થાય છે. દસ મર્મ નીચે મુજબ છે -

(૧) શ્રીનાથજી, શ્રીમહાપ્રભુજી અને શ્રીગુરુદેવમાં દૃઢ વિશ્વાસ રાખવો.

(૨) પોતાના તનથી અને પોતાના જ વિત્તથી સ્વંગૃહમાં જ રહીને ભગવદ્ સેવા કરવી. આથી તનુવિત્તજા સેવાના ફળરૂપ માનસી સેવા સિદ્ધ થાય છે.

(૩) લૌકિક-વૈદિકનો ત્યાગ કરી કેવળ શ્રીઠાકોરજીના શરણે રહેવું.

(૪) દીનતા રાખવી.

(૫) હૃદયમાં શ્રીઠાકોરજીની નિત્યલીલાની ભાવના કરી ભગવદ્ભાવ જાગ્રત કરવો.

(૬) શ્રીવ્રજભક્તોની જેમ નિરંતર સંયોગ-વિપ્રયોગની ભાવના કરવી. અર્થાત્ સેવા સમયે સંયોગ અને સેવાના અનવસરમાં વિપ્રયોગની ભાવના કરવી.

(૭) સર્વ દોષોની નિવૃત્તિ અર્થે ભગવદ્ ગુણગાન કરવું.

(૮) શ્રીહરિના મ્હાહાત્મ્યની સ્ફૂર્તિ રાખવી.

(૯) પ્રભુઆજ્ઞામાં તત્પર રહેવું.

(૧૦) ભગવાન અને ભગવદીયોની કૃતિ-વચનમાં વિશ્વાસ રાખવો, દોષદર્શન કરવું નહિ તથા સત્યવચન બોલવું.

## -: જગમોહન અને ડોલતિબારીની ભાવના :-

રતનચોકમાંથી જમણા હાથે ત્રણ દ્વારોમાંથી સ્ત્રી અને પુરુષ ભક્તો જગમોહનમાં પ્રવેશ કરે છે. શ્રીઠાકોરજી જગતના સામાન્ય જીવોને દર્શન આપી સ્વસ્વરૂપથી મોહિત કરે છે. સાધારણ રીતે કોઇ સુંદર સ્વરથી ગાય તો મન આકર્ષાય છે. તો પછી જ્યાં વ્રજભક્તો દ્વારા ગુણાનુવાદ થતા હોય તે ગાનમાં જગત મોહ પામે તેમાં શી નવાઇ ? **જગતને કીર્તન ભક્તિથી મોહ પમાડે તે જગમોહન.**

જગમોહન શ્રીયમુનાજીના ભાવથી લાંબો છે. ઉષ્ણકાળમાં જળવિહારમાં દર્શન અહીં થાય છે. હોળીના દિવસોમાં ડોલ ઉત્સવ, શ્રાવણમાં હિંડોળા અને પ્રબોધિની ઉપર ઇક્ષુમંડપ પણ અહીં બંધાય છે. વૈષ્ણવો જ્યારે શ્રીજીના દર્શન માટે જગમોહનમાં આવે છે ત્યારે ભીડમાં આમતેમ ડોલતા રહે છે. અહીં ભીડની લહેરો આવે છે. સૌને દર્શનનું સુખ મળી રહે તે માટે ભીડ ઓછી કરવા ઝાપટીયા ઝાપટ મારે છે. **ભીડ તથા ઝાપટીયાથી જે ચલાયમાન થતો નથી તે જ શ્રીજીના સ્વરૂપામૃતનું પાન કરવા અને શ્રીમુખ નિરખવાનું સુખ માણી શકે છે.**

## -: ચાર કોઠાની ભાવના :-

જગમોહન પછી મણિકોઠો આવે છે. તે શ્રીકુમારિજીની નિકુંજ છે. ત્યારબાદ નિજમંદિર છે. તે શ્રીચંદ્રાવલીજી (શ્રુતિરૂપા)ની નિકુંજ છે. તેના જમણા હાથે શય્યામંદિર છે. તે શ્રીસ્વામિનીજીની નિકુંજ છે. તેની સામે છઠ્ઠી ઘર(મંજુષા ઘર) છે તે શ્રીયમુનાજીની નિકુંજ છે.

મણિકોઠામાં વિવિધ વાદ્યો અને રાગ દ્વારા અષ્ટછાપ મહાન ભગવદીયો રચિત પદોના સુમધુર કીર્તનો - શ્રીજીના વિવિધ દર્શન અને ઋતુ અનુસાર થાય છે. શ્રીનાથજી સન્મુખ ભેટ પણ મણિકોઠાના ઉંબરા ઉપર વૈષ્ણવો ધરે છે.

મણિકોઠાની બહાર જે અગિયાર કંગુરા છે તે વ્રજની અગિયાર શિલાઓના ભાવથી છે. આ અગિયાર શિલાઓ નીચે મુજબ છે -

(૧) દંડોતી શિલા (૨) સિંદુરી શિલા (૩) કજલી શિલા
(૪) ગાજની શિલા (૫) બાજની શિલા (૬) શૃંગાર શિલા
(૭) સુંદર શિલા (૮) સુગંધિની શિલા (૯) માણેક શિલા
(૧૦) ચિત્રવિચિત્ર શિલા અને (૧૧) ખીસલની શિલા.

## -: કીર્તનનિયાગલીની ભાવના :-

જગમોહનમાંથી દર્શન કરી જે સાંકડી ગલીમાંથી બહાર જઈએ છીએ તે કીર્તનિયા ગલી છે. શ્રીગિરિરાજજીની કંદરામાં શય્યામંદિર પાસે અષ્ટસખાઓ અને અષ્ટ સખીઓ સમયાનુસાર કીર્તન કરે છે તે ભાવથી ગુફાના આકારમાં આ કીર્તનિયા ગલીનું નિર્માણ થયું છે. તે શ્રીલલિતાજીની નિકુંજના ભાવરૂપ પણ છે.

## -: અનારચોક તથા કુબેરની ગાદી ઉપરના ચિત્રજીની ભાવના :-

કીર્તનિયા ગલીમાંથી બહાર આવતાં નાનકડો ચોક છે તે અનારચોક છે. અનારચોકમાં જ્યાં સમાધાનીજી બેસે છે ત્યાં કુબેરની ગાદી ઉપર ભીંતમાં કામધેનું, કલ્પવૃક્ષ અને શ્રીનાથજી ગોદોહન કરે છે, તે ભાવના ચિત્રજી છે. કામધેનું અને કલ્પવૃક્ષ મનવાંછિત ફળ આપે છે પરંતુ ભગવદ્ ભક્તિ આપી શકતા નથી. ભક્તિનું દાન તો પ્રભુ સ્વયં કૃપા કરીને કરે ત્યારે જ થાય છે.

**સમાધાનીજીના હૃદયમાં બિરાજીને શ્રીનાથજી વૈષ્ણવોરૂપી ગાયોનું દોહન કરે છે. જેમ ગાયોનું દોહન કરીને દૂધ શ્રીનાથજીને અંગીકાર કરાવવામાં આવે છે તેમ સમાધાનીજી દ્વારા વૈષ્ણવોના દૈવી દ્રવ્યનો શ્રીનાથજી અંગીકાર કરે છે.**

ખર્ચભંડારમાં સામગ્રી અને સેવાની ગોલખ રહે છે. તેમાં પણ કામધેનું અને કલ્પવૃક્ષના ચિત્રજી છે. કુબેરની ગાદી ઉપરના ચિત્રજી પુષ્ટિના ભાવથી છે જ્યારે ખર્ચભંડારના ચિત્રજી મર્યાદાના ભાવથી છે.

## -: માલાગલીની ભાવના :-

'મા' એટલે લક્ષ્મી, 'લા' એટલે આહ્લાદ, 'ગ' એટલે ગાન કરતી અને 'લી' એટલે પ્રકાશ કરતી - એવાં લક્ષ્મીજી જે અહીં શ્રીસ્વામિનીજી છે તે આ માર્ગમાં આહ્લાદથી ગાન અને પ્રકાશ કરતાં બિરાજે છે એટલે માલાગલી કહેવાય છે.

વિશેષમાં **શ્રીવલ્લભકુળના બાળકો** જ્યારે શ્રીનાથજીની સેવાથી પહોંચીને **પોતાની બેઠકમાં પધારે છે ત્યારે આ જ ગલીમાં મુખિયાજી શ્રીનાથજીની પ્રસાદી માળા આપે છે. આથી આ ગલીનું નામ માલા ગલી પડ્યું છે.**

## -: પંખાગલીની ભાવના :-

ઉષ્ણકાલમાં જ્યાં બેસીને શ્રીનાથજીને પંખો કરવામાં આવે છે તેને પંખાગલી કહે છે.

'પં' એટલે કુબેર અને 'ખા' એટલે ઈન્દ્ર. જલેશ્વર કુબેર છે અને ઈન્દ્ર ખાદ્ય પદાર્થોને ઉત્પન્ન કરનારા છે. વળી તે વાયુનો પણ સ્વામી છે. આ બંને - કુબેર (જળેશ્વર) અને ઈન્દ્ર (વાતેશ્વર) મળીને શ્રીનાથજીને પંખો કરી શીતલ-મંદ-સુગંધી વાયુ ઢોળીને સેવા કરે છે.

'પં' એટલે પાપ અને 'ખા' એટલે ક્ષય (નાશ). **પંખાગલીમાં આવતાં સકળ પાપોનો નાશ થાય છે.**

## -: બીન (વીણા)ની ભાવના :-

'લલિતા લલિત બજાઈ બીના' - એ પદ અનુસાર શ્રીલલિતાજી મધુર અને સુંદર સ્વરથી બીન વગાડે છે ત્યારે શ્રીઠાકોરજી નિકુંજમાં જાગે છે. બીના શ્રીલલિતાજીના ભાવથી છે.

## -: ખાસા ભંડારની ભાવના :-

અનારચોકની જમણી બાજુએ ખાસાભંડાર આવેલો છે. અહીં સેવકો દ્વારા શ્રીનાથજીના વિવિધ ભોગની સામગ્રી સિદ્ધ કરવામાં આવે છે. **ખાંડ ઘર પણ અહીં જ છે.**

## -: પ્રસાદી ભંડારની ભાવના :-

ખાસા ભંડારની સામે જ પ્રસાદી ભંડાર આવેલો છે. શ્રીનાથજીને ભોગ સરાવીને વિવિધ પ્રકારનો મહાપ્રસાદ જ્યાં પધરાવવમાં આવે છે તેને પ્રસાદી ભંડાર કહે છે. અહીંથી સેવકોને મહાપ્રસાદનું વિતરણ કરવામાં આવે છે.

## -: શાકઘરની ભાવના :-

કીર્તનિયા ગલીની બાજુની ગલીમાં જમણા હાથે શાકઘર છે. શાકઘર શ્રીગિરિરાજજીનું સ્વરૂપ છે. ભીતર શ્રીગિરિરાજજીના ચિત્રજી છે તે એ જ ભાવથી છે. તેની તિબારીમાં ત્રણ દ્વાર શ્રીગિરિરાજજીનાં ત્રણ શિખર છે - (૧) આદિ શિખર (૨) દેવ શિખર અને (૩) બ્રહ્મ શિખર.

**શાકઘરમાં હાથ ખાસા કરવાનો જે કરવો છે તે શ્રીવ્રજભક્તોનું હૃદય છે અને તેનું જળ છે તે શ્રીવ્રજભક્તોના હૃદયનો પ્રેમ છે.** વૈષ્ણવો જ્યારે શ્રીવ્રજભક્તોના પ્રેમરૂપી જળથી હાથ પવિત્ર કરે છે ત્યારે જ શ્રીઠાકોરજીની સેવા કરી શકે છે. તાંબાનો કુંડ છે તે શ્રીવ્રજભક્તોનું હૃદય-સરોવર છે. અહીં વાંસના જે ટોકરા-ટોકરી છે તે શ્રીવ્રજભક્તોના હાથની અંજલિરૂપ છે. શ્રીવ્રજભક્તો સ્વહસ્તમાં સામગ્રી ધારણ કરીને શ્રીનાથજીને આરોગાવે છે. શાકઘરમાં કાષ્ઠના જે ચાર સ્તંભ છે તે ચાર યૂથાધિપતિ છે. શાકઘરના મુખિયા છે તે શ્રીસ્વામિનીજી સ્વરૂપ છે. મુખ ઉપર પટ્ટી બાંધીને સેવકો શ્રીજીની સેવામાં લીન હોય છે.

શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે **શાકઘરમાં જે વૈષ્ણવ સેવા કરે છે તેનો ગોલોકમાં વાસ થાય છે.**

## -: ફૂલઘરની ભાવના :-

શાકઘરની સામે સીડી ઉપર ચડીને જતાં ફૂલઘર આવે છે તે નિકુંજના ભાવથી છે. પુષ્પો શ્રીવ્રજભક્તોનું હૃદય છે. ફૂલઘરમાં ત્રણ છાબ છે તે શ્રીસ્વામિનીજી, શ્રીચંદ્રાવલીજી અને શ્રીલલિતાજીના હૃદય છે. છાબ ઉપર વસ્ત્રો બિછાવેલાં રહે છે તે શ્રીનાથજીની પ્રસન્નતાના સૂચક છે. ફૂલઘરિયા છે તે શ્રીસ્વામિનીજીનું સ્વરૂપ છે અને ત્યાં જે લાલા છે તે શ્રીનાથજીના સખા છે. જે સોયમાં ફૂલ પરોવવામાં આવે છે તેને વેણુજીનો સ્વર જાણવો અને દોરો છે તે પ્રેમનું સ્વરૂપ છે. પીળા ફૂલ શ્રીસ્વામિનીજીના, શ્વેત ફૂલ શ્રીચંદ્રાવલીજીના, લાલ ફૂલ શ્રીલલિતાજીના, શ્યામ ફૂલ શ્રીગિરિરાજજીના, ઘનશ્યામ ફૂલ શ્રીયમુના મહારાણીજીના તથા અન્ય પ્રકારના ફૂલ જુદા જુદા શ્રીવ્રજભક્તોના ભાવથી છે.

મુખ ઉપર પટ્ટી બાંધીને ભાગ્યવાન વૈષ્ણવો ફૂલની વિવિધ સેવા કરે છે. જે વૈષ્ણવ ભાવથી ફૂલઘરમાં સેવા કરે છે તેનો ગોલોકમાં વાસ થાય છે.

## -: પાનઘરની ભાવના :-

પાન સ્નેહનું સ્વરૂપ છે. નંદાલયમાં શ્રીયશોદાજીના ભાવથી અને નિકુંજમાં શ્રીસ્વામિનીજીના અધરામૃતના ભાવથી બીરી આરોગે છે. કાથો શ્રી કિશોરીજીના (શ્રીવૃષભાનજીના ગૃહમાં શ્રીકિશોરીજી તરીકે અને નિકુંજમાં શ્રીઠાકોરજીની સાથે હોય ત્યારે શ્રીસ્વામિનીજી તરીકે ઓળખાય છે), ચૂનો શ્રીચંદ્રાવલીજીના, સોપારી શ્રીસ્વામિનીજીના, લવિંગ શ્રીલલિતાજીના, ગુલાબજળ શ્રીયમુના મહારાણીજીના, એલચી ગોપીજનોના તથા જાયફળ, બરાસ વગેરે સુગંધી વિવિધ વ્રજભક્તોના મકરંદના ભાવથી છે. વસ્ત્રોથી પાનને શુદ્ધ કરી ઢાંકી રાખવામાં આવે છે શ્રીસ્વામિનીજીના સાડીના પલ્લવના ભાવથી છે. પાનઘરમાં પાન મૂકવાની જે છાબો છે તે શ્રીસ્વામિનીજી અને શ્રીયમુના મહારાણીજીના હૃદય છે. પાનઘરિયા શ્રીસ્વામિનીજીના ભાવરૂપ અને પરિચારકો વ્રજભક્તોના ભાવરૂપ છે.

## -: દૂધઘર-મિશ્રીઘર-પેડાઘરની ભાવના :-

અનારચોકમાં શ્રીનાથજીના દૂધઘર, મિશ્રીઘર તથા પેડાઘર આવેલા છે. દૂધઘરમાં દૂધની વિવિધ પ્રકારની બાલભોગ-મંગલભોગની સામગ્રી સિદ્ધ કરવામાં આવે છે. પેડાઘરમાં શ્રીનાથજીના ચરણામૃતના પેડા સિદ્ધ થાય છે.

## -: પાતલઘરની ભાવના :-

પાતલઘરમાં શ્રીયમુના મહારાણીજીની કોટડી છે. અહીં બધા પાત્રો ખાસા થાય છે. પાત્રો વ્રજભક્તોના હસ્તની અંજલિ સ્વરૂપ છે, માટે જ્યારે વૈષ્ણવો પાત્રો ખાસા કરે છે ત્યારે સૌ પ્રથમ વ્રજભક્તોની પ્રાર્થના કરે છે.

## -: જલપાનની કોટડીની ભાવના :-

પાતલઘરની પાસે જલપાનની કોટડી છે. ત્યાં શ્રીનાથજીના ઝારીજી ભરવામાં આવે છે. ઝારીજીની જે નળી છે તે શ્રીસ્વામિનીજીના અધરના ભાવથી છે. ઝારીજીનું જળ અધરામૃત છે. ઝારીજી પર વીટેલું લાલ વસ્ત્ર શ્રીયમુનાજીના ભાવથી છે.

આ સ્થાનમાંથી શંખનાદ થાય છે. શંખ એ વેદનું સ્વરૂપ છે. શ્રીઠાકોરજીને

શંખધ્વનિ દ્વારા જગાવવામાં આવે છે. શંખધ્વનિ ત્રણ વાર થાય છે. એ શ્રીસ્વામિનીજી, શ્રીચંદ્રાવલીજી અને શ્રીયમુના મહારાણીજીના શ્રીકંઠ સ્વરૂપ છે.

## -: ખરાસ ઘરની ભાવના :-

ફૂલચોકથી એક માર્ગ પ્રીતમપોળ તરફ જાય છે. આ માર્ગમાં ડાબી બાજુએ પગથિયાં ચડીને ખરાસઘરમાં જઇ શકાય છે. શ્રીનાથજીના ભોગની વિવિધ સામગ્રી માટે સર્વ પ્રકારના અન્ન અહીં ચક્કીમાં દળવામાં આવે છે. કાષ્ઠના મોટા યંત્ર સાથે ચક્કી જોડેલી હોય છે તેને હૃષ્ટપુષ્ટ બળદો ચલાવે છે.

## -: રસોઇઘરની ભાવના :-

શ્રીનાથજીના રસોઇઘરમાં નવ ચૂલા છે. તે નવધા ભક્તિના ભાવથી છે. પાંચ ચૂલાના મૂખ પૂર્વ દિશામાં છે. તેના ઉપર રાજભોગની સામગ્રી સિદ્ધ થાય છે. બે ચૂલાના મુખ ઉત્તર દિશામાં છે. તેના ઉપર શયનભોગની સામગ્રી સિદ્ધ થાય છે. બે ચૂલાના મુખ પશ્ચિમ દિશામાં છે તેના ઉપર ભોગની સામગ્રી સિદ્ધ થાય છે. શ્રીનાથજીના ભોગની સામગ્રી સિદ્ધ કરવાવાળા શ્રીયશોદાજી, શ્રીરોહિણીજી, શ્રીસ્વામિનીજી અને શ્રીચંદ્રાવલીજીના ભાવરૂપ છે. શ્રીયશોદાજી અને શ્રીરોહિણીજી નંદાલયના ભાવથી તથા શ્રીસ્વામિનીજી અને શ્રીચંદ્રાવલીજી નિકુંજના ભાવથી સામગ્રી સિદ્ધ કરે છે. રાજભોગની સામગ્રી શ્રીસ્વામિનીજી અને શયનભોગની સામગ્રી શ્રીચંદ્રાવલીજી સિદ્ધ કરે છે. અન્નકૂટની સામગ્રી માટે બાર ચૂલા છે. તે દ્વાદશ નિકુંજના ભાવથી છે. એક એક ચૂલા ઉપર એક એક નિકુંજનાયિકા સેવા કરે છે.

શ્રીનાથજીની સર્વ સામગ્રી સિદ્ધ કરવા હાલમાં પણ કાષ્ઠનો જ ઉપયોગ થાય છે. ભેંસાપાડા ઉપર જ આ કાષ્ઠ લાવવામાં આવે છે અને ગોવર્ધન ચોકમાં એકત્ર કરવામાં આવે છે. અહીંથી કાષ્ઠને રસોઇઘર સુધી પહોંચાડવાની સેવા વૈષ્ણવો ભાવથી કરતા નજરે પડે છે.

**શ્રીનાથજીની સામગ્રીના અસંખ્ય પ્રકારો છે. મુખ્ય મુખ્ય નીચે મુજબ છે.**

**ભાત** ઓગણીશ પ્રકારના, **ખીર** આઠ પ્રકારની, **ખીચડી** સાત પ્રકારની, **થૂલી** ત્રણ પ્રકારની, **માનભોગ** (શીરો) ત્રણ પ્રકારનો, **બિલસારુ** સાત પ્રકારના, **કઢી** ચોસઠ પ્રકારની પરંતુ મુખ્ય એકવીસ પ્રકારની, **ચૂરમા** ચાર પ્રકારના, **રસદાર શાક** છવ્વીસ પ્રકારના, **શાક છોંકેલા** અનેક પ્રકારના **કઢા** (ડખા) ચાર પ્રકારના, **કચરિયા** અનેક પ્રકારના, **રોટી** પાંચ પ્રકારની વગેરે વગેરે.

## -: બાલભોગની ભાવના :-

બાલ એટલે બાલસ્વરૂપ શ્રીનાથજી. શ્રીઠાકોરજી બાલભાવથી જે સામગ્રી આરોગે તે બાલભોગ કહેવાય છે. શ્રીનવનીતપ્રિયાજી અને શ્રીબાલકૃષ્ણલાલજીમાં બાલભાવ છે. **બાલભોગ શ્રીયશોદાજીના ભાવરૂપ છે.** બાલભોગમાં અનેક પ્રકારની સામગ્રી સિદ્ધ થાય છે - જેમકે વિવિધ પ્રકારના લાડુ, જલેબી, મૈસુર, મગજ, બરફી, ઠોર, મઠડી, શક્કપારા, ખાજા, ચંદ્રકળા, મેવાબાટી વગેરે વગેરે.

## -: દૂધ ઘરની ભાવના :-

દૂધ(સફેદ) શ્રીનાથજીને અતિ પ્રિય છે. ગાયોએ પ્રેમપૂર્વક પ્રદાન કરેલ દૂધ અહીં બિરાજે છે અને તેમાંથી વિવિધ પ્રકારની સામગ્રી સિદ્ધ થાય છે. ગાયો શ્રીનાથજીને ખૂબ જ પ્રિય છે. આથી આપનું નામ 'ગોપાલ' પડ્યું છે. **નાથદ્વારામાં આ ગાયો જ્યાં બિરાજે છે તેનું નામ 'નાથુવાસ' અર્થાત્ શ્રીનાથજીનો વાસ (સ્થાન) કહેવાય છે.**

દૂધ ઘરમાં અનેક પ્રકારની સામગ્રી ધરાવાય છે - જેમકે પેંડા, બરફી, બાસુદી, શિખરન, દહીં, માખણ, ખીર, મઠો, મેવાબાટી વગેરે વગેરે.



આગે ગાય પીછે ગાય ઈત ગાય ઉત ગાય
ગોવિંદકો ગાયનમેં બસવો ઈ ભાવૈ ।
ગાયનકે સંગ ધાવૈ ગાયનમેં સચુ પાવૈ
ગાયનકી ખુર રજ અંગસોં લગાવૈ ॥૧॥
ગાયનમેં વ્રજ છાયો વૈકુંઠ બિસરાયો
ગાયનકે હિત ગિરિ કર લૈ ઉઠાવૈ ।
છીતસ્વામી ગિરિધારી વિઠ્ઠલેશ વપુ ધારી,
ગ્વારિયાકો ભેખ ધરિ ગાયનમેં આવૈ ॥૨॥

**દર વર્ષે શ્રીનાથજીની ગાયો માટે સેવા જરૂર મોકલશો.**

## -: શ્રીનાથજીની ધ્વજાજીની ભાવના :-

શ્રીનાથજીના નિજમંદિર ઉપર ધ્વજાજી, કળશ અને સુદર્શન ચક્રરાજ બિરાજે છે. ધ્વજાજી શ્રીગોપીજનોના ભાવથી છે. મહાનુભાવ પરમાનંદદાસજી ગાય છે કે "ગોપી પ્રેમકી ધ્વજા". વાંસમાં ધ્વજાજી રોપાય છે. વાંસ વેણુનું સ્વરૂપ છે, તેથી વાંસની લાકડીમાં જ ધ્વજાજી રાખવામાં આવે છે. ધ્વજાજી શ્રીગોપીજનોના વિવિધ વસ્ત્રોરૂપ છે. આથી નિત્ય નવા રંગબેરંગી ધ્વજાજી ચડે છે. **જે વૈષ્ણવ ધ્વજાજી ચડાવે છે તેની ઉપર વ્રજભક્તો પ્રસન્ન થઈ તેને શ્રીનાથજી સન્મુખ કરે છે. ધ્વજાજી સાત છે. તે શ્રીગુસાંઈજીના સાત લાલજી - એક ધર્મી અને છ ધર્મરૂપ છે.**

પૂ.ગો.શ્રીકૃષ્ણાવતી વહુજી મહારાજે **શ્રીનાથજીના જુદા જુદા રંગના સાત ધ્વજાજીનો ભાવ** નીચે મુજબ પ્રગટ કર્યો છે -

(૧) મેઘ શ્યામ ધ્વજા - શ્રીનાથજીનો ભાવ.
(૨) પીળી ધ્વજા - શ્રીસ્વામિનીજીનો ભાવ.
(૩) શ્યામ ધ્વજા - શ્રીયમુનાજીનો ભાવ.
(૪) શ્વેત ધ્વજા - શ્રીચંદ્રાવલીજીનો ભાવ.
(૫) લીલી ધ્વજા - શ્રીરાધાસહચરીજીનો ભાવ.
(૬) જાંબલી ધ્વજા - શ્રીગિરિરાજજીનો ભાવ.
(૭) ગુલાબી ધ્વજા - શ્રીગોપીજનોના ભાવ.

આ રીતે વિવિધ લીલા પરિકરના ભાવથી આ સાત ધ્વજાજી બિરાજે છે.

**વિશેષમાં શ્રીનાથજીના સાત ધ્વજાજીના અન્ય ભાવો પણ નીચે મુજબ છે -**

(૧) શ્રી ઠાકોરજીએ શ્રીગોવર્ધન પર્વતને ધારણ કર્યો ત્યારે આપનું વય સાત વર્ષનું હતું.
(૨) આપે સાત દિવસ સુધી શ્રીગોવર્ધનને ધારણ કર્યો હતો.
(૩) શ્રીઠાકોરજીના છ ધર્મો (ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય) અને સાતમા ધર્મી સ્વરૂપ પોતે છે.
(૪) શ્રીનાથજીનું નામાત્મક સ્વરૂપ એટલે શ્રીમદ્ ભાગવત. શ્રીમહાપ્રભુજીએ શ્રીમદ્ ભાગવતના સાત અર્થો પ્રગટ કર્યો છે. (શાસ્ત્ર, સ્કંધ, પ્રકરણ, અધ્યાય - આ ચાર અર્થો શ્રીભાગવતાર્થ નિબંધમાં તથા વાક્ય, પદ અને અક્ષર - આ ત્રણ અર્થો શ્રીસુબોધિનીજીમાં પ્રગટ કર્યા છે.)
(૫) શ્રીમદ્ ભાગવતના હૃદયરૂપ દશમસ્કંધના દરેક પ્રકરણના અધ્યાય પણ સાત છે.

(૬) શ્રીશુકદેવજીએ ભગવદ્ ભક્ત રાજા પરીક્ષિતને શ્રીમદ્ ભાગવત પણ સાત દિવસ શ્રવણ કરાવ્યું હતું.

(૭) **પ્રાણીમાત્ર સાત તત્ત્વોને પોતાના રક્ષક માને છે :- દેવ, ઋષિ, પિતૃ, આત્મા, આત્મીય પુત્ર વગેરે, ઐહિક અને પારલૌકિક,** પરંતુ વ્રજ ઉપર ઇન્દ્રના કોપ વખતે સાતમાંથી કોઇએ પણ વ્રજની રક્ષા કરી નહિ, ત્યારે શ્રીઠાકોરજીએ જ રક્ષા કરી હતી. **આથી સાત ધ્વજાજી એમ સૂચવે છે કે સાત તત્ત્વોના આશ્રય છોડી કેવળ શ્રીનાથજીનો જ આશ્રય કરશો તો તમે સદા નિર્ભય થશો.**

(૮) વિદ્યાનગરમાં રાજા કૃષ્ણદેવે શ્રીમહાપ્રભુજીનો કનકાભિષેક કર્યો ત્યારે આપશ્રીએ તેમાંથી માત્ર સાત જ સોનામહોર સ્વીકારી હતી, જેનાં નુપૂર બનાવી શ્રીનાથજીને અંગીકાર કરાવ્યાં હતાં.

(૯) શ્રીગુસાંઇજીના લાલજી પણ સાત છે.

(૧૦) પુષ્ટિમાર્ગની ગાદી અને નિધિ સ્વરૂપો પણ સાત છે.

(૧૧) શ્રીનાથજી મથુરા-સતધરામાં મહા વદ સાતમના દિવસે પધાર્યા હતા.

(૧૨) નાથદ્વારામાં શ્રીનાથજીનો પાટોત્સવ પણ મહા વદ સાતમના દિવસે છે.

(૧૩) શ્રીઠાકોરજીની વેણુજીમાં છિદ્રો સાત છે.

(૧૪) સંગીતના સ્વર (સા, રે, ગ, મ, પ, ધ, નિ)પણ સાત છે.

(૧૫) સપ્તાહના વાર સાત છે.

(૧૬) ભારતવર્ષની મોક્ષદાયીની પુરીઓ - અયોધ્યા, મથુરા, કાશી, હરિદ્વાર, દ્વારકા, અવંતિકા અને કાંચી - સાત છે.

(૧૭) ઊર્ધ્વ લોક અને અધઃલોક પણ સાત-સાત છે.

(૧૮) આકાશમાં સપ્તર્ષિ સાત છે.

(૧૯) શ્રીગિરરાજજીની પરિક્રમા સાત કોશની છે.

(૨૦) ભૂમંડળના જમ્બૂ વગેરે દ્વીપ પણ સાત છે.

**શ્રીનાથજીના ધ્વજાજી, શ્રીનાથજીનું સાક્ષાત આધિદૈવિક સ્વરૂપ જ છે. શ્રીનાથજીના પ્રતિક રૂપે ધ્વજાજીની પધરામણી કરી શકાય છે. ધ્વજાજી સાક્ષાત્ શ્રીજીસ્વરૂપ હોઇ વૈષ્ણવો ભેટ અને અને ભોગ ધરી શકે છે.**

## -: ક્ષમાયાચના - વિનંતી :-

**આ પુસ્તિકામાં ભૂલ-ક્ષતિ જણાયતો સુધારીને વાંચવી તથા લેખિત જાણ કરવાથી પુનઃઆવૃત્તિમાં સુધારો કરીશું. રચનાત્મક સહકાર-માર્ગદર્શન આવકાર્ય છે.**

**શુધ્ધ પુષ્ટિ સાહિત્ય-પ્રકાશન કાર્ય માટે અમારો સંપર્ક કરવા વિનંતી**

**- જિતેન્દ્ર ર. પરીખ**

## -: કલશની ભાવના :-

ચાર કોઠાઓની વચમાં બે કલશ છે. તેમાં એક મોટો કલશ અને તેની ઉપર એક નાનો કલશ છે. મોટો કલશ શ્રીમહાપ્રભુજી અને શ્રીસ્વામિનીજીના ભાવથી તથા નાનો કલશ શ્રીગુસાંઈજી અને શ્રીચંદ્રાવલીજીના ભાવથી છે.

મહાનુભાવ સૂરદાસજી નીચેના પદમાં તેનો ભાવ પ્રગટ કરે છે -

**દીઠો કલશ એક અપાર ।**
**સકલ વ્રજકો સાર, યામેં મૃગરિપુનકી વાર ॥૧॥**
**ધર્યો ચક્ર સંવારિતા પર, વક્ર જાકી ધાર ।**
**પીત ધ્વજા ફહરાત તા પર, 'સૂર' બલ બલિહાર ॥૨॥**

આ અલૌકિક કલશની નીચે ચાર સિંહ છે. તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચાર પુરુષાર્થરૂપ છે. અધિકાર વિનાની વ્યક્તિઓને અહીં પ્રવેશ કરવા દેતા નથી. બંને કલશ રસમય છે. મોટા કલશમાં રાગ(પ્રેમ) અને નાના કલશમાં ભોગ-શૃંગાર છે. **મોટો કલશ શ્રીમહાપ્રભુજીના ભાવરૂપ હોઈ આપશ્રીએ પ્રેમ અને પ્રભુતા પ્રગટ કર્યા છે, જ્યારે નાનો કલશ શ્રીગુસાંઈજીના ભાવરૂપ હોઈ આપશ્રીએ ભોગ અને શૃંગારનો વિસ્તાર કર્યો છે.**

## -: સુદર્શનની ચક્રની ભાવના :-

કલશ ઉપર શ્રીનાથજીનું સુદર્શન ચક્ર છે. ભક્તોની રક્ષા માટે પ્રભુ સુદર્શન ચક્ર ધારણ કરે છે. તે શ્રીમહાપ્રભુજીના જયેષ્ઠ લાલજી શ્રીગોપીનાથજીના રૂપે છે.

મહાનુભાવ પરમાનંદદાસજી ભગવાનના ચાર આયુધો-શંખ, ચક્ર, ગદા અને પદ્મનો ભાવ નીચેના પદમાં પ્રગટ કરે છે -

**પદ્મ ધર્યો જન તાપ નિવારન**
**ચક્ર સુદર્શન ધર્યો કમલ કર**
**ભક્ત કી રક્ષા કે કારન ॥૧॥**
**શંખ ધર્યો રિપુ ઉદર વિદારન**
**ગદા ધરી દુષ્ટન સંહારન**
**ચારોં ભુજા ચારુ આયુધ ધરિ**
**નારાયન ભુવિ ભાર ઉતારન ॥૨॥**

દીનાનાથ　દયાલ　જગતગુરુ
આરતિહરન　ભકત . ચિંતામન
પરમાનંદદાસકો　ઠાકુર
યહ ઓસર છાંડો જિન　॥૩॥

સુ એટલે સુંદર અને દર્શન એટલે શાસ્ત્ર. અર્થાત્ સુદર્શન ચક્ર સર્વ શાસ્ત્રોના સાર રૂપ છે. આથી પુષ્પોના સારરૂપ એટલે સુગંધીના ભંડારરૂપ અત્તરનો નિત્ય અંગીકાર કરે છે. જે વૈષ્ણવ સુદર્શનજીને ભાવપૂર્વક અત્તર સમર્પે છે તેની મનોકામના પૂર્ણ થાય છે.

## -: ગહેના ઘરની ભાવના :-

ગહેના ઘરમાં જે આભરણો છે તે વ્રજભક્તોના ભાવથી છે. જેના ઉપર શ્રીજી કૃપા કરે છે તેને જ આપ શ્રીઅંગમાં ધારણ કરે છે. શ્રીનાથજીના બહુમૂલ્ય રત્નજડિત આભરણો અહીં સુરક્ષિત રાખવામાં આવે છે. જડિયા અને પટિયા અહીં નિત્ય બેસીને ઋતુ એન ઉત્સવ અનુસાર વિવિધ આભરણો સિદ્ધ કરે છે. કલાત્મક પિછવાઈ અને અતિ મૂલ્યવાન વસ્ત્રો પણ અહીં જ રહે છે.

એકવાર વદનકમળ જોયું શ્રીનાથજીનું
એકવાર વદનકમળ જોયું,
મનુષ્ય દેહ ધર્યો તેનો સફળ છે
જન્મમરણ દુઃખ ખોયું　.....જેણે એકવાર. ૧
કોટિ કલ્પનું મેલું થયેલું મન
એક પલકમાં ધોયું　.....જેણે એકવાર. ૨
મેવાડ દેશમાં બિરાજે મારો વહાલમો
શેષ શંકરે ચિત્તે પ્રોયું　.....જેણે એકવાર. ૩
કમળચોક રતનચોક જગમોહન જોયું
રળ્યો એક બાકી સર્વે ખોયું　.....જેણે એકવાર. ૪
'દયા'ના પ્રીતમથી શું પ્રીત નથી જેને
માત-પિતાના નામને વગોવ્યું　.....જેણે એકવાર. ૫

## -: શ્રીનાથજીના આઠ સમયના દર્શનની ભાવના :-

(૧) **મંગલા** :- પ્રાતઃકાળે નંદાલયમાં શ્રીયશોદાજી વાત્સલ્યભાવથી, નિકુંજમાં પોઢેલ શ્રીઠાકોરજીને બીન વગાડીને મધુર સ્વરે શ્રીસ્વામિનીજી અને વિવિધ વ્રજભક્તો પોત પોતાની કુંજમાં પોઢેલા પ્રભુને જગાડે છે. પ્રભુ જાગ્યા પછી મંગલભોગ (કલેઉ) આરોગે છે. પ્રસન્નતાથી મંગલ-ભોગ આરોગ્યા બાદ શ્રીઠાકોરજી સૌ નિજભક્તોને મંગલ સ્વરૂપના દર્શન આપે છે. આખી રાત્રિ પ્રભુદર્શનના વિરહમાં પસાર થઈ હોવાથી, મંગલા આરતી કરી હૃદયનો વિરહતાપ દૂર કરે છે. નંદાલયમાં શ્રીયશોદાજી અને નિકુંજમાં શ્રીસ્વામિનીજી મંગલા-આરતી કરે છે.
મંગલા-દર્શન પછી ઋતુ અનુસાર વિવિધ વ્રજભક્તોના ભાવથી શ્રીઠાકોરજીને અભ્યંગ-સ્નાન કરાવવામાં આવે છે.

(૨) **શૃંગાર** :- સ્નાન કરાવ્યા પછી વિવિધ ઋતુ-ઉત્સવ અનુસાર શ્રીઠાકોરજીને જુદા જુદા વસ્ત્રો, આભૂષણોનો શૃંગાર ધરાવાય છે. નંદાલયમાં શ્રીયશોદાજી અને નિકુંજમાં શ્રીસ્વામિનીજી પ્રભુને શૃંગાર કરે છે. વળી નિકુંજમાં યુગલ સ્વરૂપ પરસ્પર શૃંગાર ધરાવે છે. આ પ્રમાણે શૃંગાર ધારણ કરીને પ્રભુ શૃંગારના દર્શન સૌ ભક્તોને આપે છે.

(૩) **ગ્વાલ** :- શૃંગારના દર્શન પછી, ગ્વાલભોગ આરોગી શ્રીઠાકોરજી ગ્વાલમંડલી સાથે ગોચારણમાં પધારવા તૈયારી કરે છે. આ સ્વરૂપે ગ્વાલના દર્શન થાય છે.

(૪) **રાજભોગ** :- ગોચારણ માટે સખાઓ સહિત વનમાં પધારેલ શ્રીઠાકોરજી અને શ્રીબલદેવજી માટે શ્રીયશોદાજી વિવિધ સામગ્રી સિધ્ધ કરીને વનમાં મોકલે છે. તેને 'છાક' કહેવામાં આવે છે. શ્રીયમુનાજીના પુલિન, શ્યામઢાક, કુમુદવન એમ વિવિધ સ્થળે પ્રભુ સખાઓ સાથે છાક આરોગે છે નિકુંજમાં શ્રીસ્વામિનીજી સાથે આરોગે છે. રાજભોગ આરોગ્યા પછી, મુખ-આચમન કરી, બીરી આરોગી સૌ વ્રજભક્તોને પ્રભુ રાજભોગના દર્શન આપે છે.
રાજભોગના દર્શન પછી મંદિરને તાળામંગલ કરવામાં આવે છે. તાળું શ્રીસ્વામિનીજીની મુઠ્ઠી છે. શ્રીસ્વામિનીજીએ પોતાની મુઠ્ઠીરૂપી તાળામાં શ્રીઠાકોરજીને બાંધીને વશ કરી રાખ્યા છે, તેવી ભાવના છે.

(૫) **ઉત્થાપન** :- બપોરે વિશ્રામ કરી પુનઃગ્વાલમંડલીમાં પધારીને ઉત્થાપનના દર્શન આપે છે. પુલિંદીજીઓના ભાવથી ઉત્થાપન ભોગ આરોગે છે.

(૬) **ભોગ** :- ઉત્થાપન પછી શ્રીઠાકોરજીના ભોગના દર્શન થાય છે. દર્શન ખુલ્યા પછી સીડી, ખંડપાટ, ખિલૌના વગેરે વડા કરી લેવાય છે.

(૭) **સંધ્યા :-** સૂર્યાસ્ત થતાં સંધ્યાસમયે ગો-ગોપબાળકો સાથે શ્રીઠાકોરજી વેણુનાદ કરતાં ગોકુલ તરફ પાછા પધારે છે. નંદાલયના દ્વાર ઉપર શ્રીયશોદાજી સંધ્યાઆરતી કરે છે. સૌ વ્રજભક્તો સંધ્યાઆરતીના દર્શન કરે છે.

(૮) **શયન :-** ગોચારણ કરીને પાછા પધારેલ શ્રીઠાકોરજી અને શ્રીબલદેવજીના વસ્ત્રાભૂષણો, શૃંગાર આદિ હવે વડા કરાય છે. સૌ નિજભક્તો શયનના દર્શન કરે છે, આખી રાત પ્રભુનો વિરહ થવાનો છે તે ભાવથી શયન આરતી થાય છે.

નંદાલયમાં શ્રીયશોદાજી અને નિકુંજમાં શ્રીસ્વામિનીજી પોઢાડે છે. વળી વિવિધ વ્રજભક્તોની કુંજમાં પણ વિવિધ સ્વરૂપે રાત્રિવિહાર કરવા પધારી સૌના મનોરથ પૂર્ણ કરે છે.

## -: દર્શન ભાવના :-

**મંગલાથી શયન પર્યંત આઠે સમયનાં દર્શન**

**શ્રીઠાકોરજી કયા ભાવથી - કયા સ્વરૂપે દર્શન આપે છે તે ભાવ:**

| | | |
|---|---|---|
| મંગલાના દર્શન | - | શ્રીનવનિતપ્રિયાજીના ભાવથી |
| શૃંગારના દર્શન | - | શ્રીગોકુલચંદ્રમાજીના ભાવથી |
| ગોવાળનાં દર્શન | - | શ્રીદ્વારકાનાથજીના ભાવથી |
| રાજભોગનાં દર્શન | - | શ્રીગોવર્ધનનાથજીના ભાવથી |
| ઉત્થાપનનાં દર્શન | - | શ્રીમથુરાનાથજીના ભાવથી |
| ભોગનાં દર્શન | - | શ્રીગોકુલનાથજીના ભાવથી |
| આરતીનાં દર્શન | - | શ્રીવિઠ્ઠલનાથજીના ભાવથી |
| શયનનાં દર્શન | - | શ્રીમદનમોહનજીના ભાવથી |

## -: શ્રીનાથજીના શૃંગારની ભાવના :- ('ગોરસ ખંડ-૧'માંથી)

| | | |
|---|---|---|
| (૧) મુકુટનો શૃંગાર | - | કૃષ્ણદાસજીનો ભાવ |
| (૨) ટિપારો | - | ગોવિંદસ્વામીનો ભાવ |
| (૩) ફેંટા | - | નંદદાસજીનો ભાવ |
| (૪) કુલ્હે | - | કુંભનદાસજીનો ભાવ |
| (૫) પાગ | - | સૂરદાસજીનો ભાવ |
| (૬) ગ્વાલપગા | - | પરમાનંદદાસજીનો ભાવ |
| (૭) સહેરા | - | ચતુર્ભુજદાસજીનો ભાવ |
| (૮) દુમાલા | - | છીતસ્વામીનો ભાવ |
| (૯) ટોપી | - | શ્રીયશોદાજીનો બાલભાવ |

## -: વારની ભાવના :- ('ગોરસ ખંડ-૨'માંથી)

| | | | | |
|---|---|---|---|---|
| (૧) | રવિવાર | - લાલરંગ | - | લલિતાજીનો ભાવ |
| (૨) | સોમવાર | - શ્વેતરંગ | - | સાત્વિક સખીનો ભાવ |
| (૩) | મંગળવાર | - લાલરંગ | - | દૂતીનો ભાવ |
| (૪) | બુધવાર | - લીલોરંગ | - | કુમારિકાનો ભાવ |
| (૫) | ગુરૂવાર | - પીતરંગ | - | મુખ્ય શ્રીસ્વામિનીજીનો ભાવ |
| (૬) | શુક્રવાર | - શ્વેતરંગ | - | શ્રીચંદ્રાવલીજીનો ભાવ |
| (૭) | શનિવાર | - શ્યામરંગ | - | શ્રીયમુનાજીનો ભાવ |

## -: શ્રીનાથજીની બાર શક્તિઓ :- (ગોરસ ખંડ-૧ માંથી)

| | | | |
|---|---|---|---|
| (૧) | ઉચ્છેદિકા | - | રસગોપનનું કાર્ય કરે છે અને જીવને રહસ્યલીલાનું જ્ઞાન થવા દેતી નથી. |
| (૨) | વિક્ષેપકા | - | નિકુંજલીલામાં અનધિકારી જીવોને પ્રવેશવા દેતી નથી. |
| (૩) | યોગમાયા | - | રાસાદિ લીલાની સામગ્રી સિદ્ધ કરે છે. |
| (૪) | કાત્યાયિની દેવી | - | સંસાધન ભક્તોના ભાવને સિદ્ધ કરે છે. |
| (૫) | વૃંદા દેવી | - | વૃંદાવનમાં સઘળી ઋતુસામગ્રી સિદ્ધ કરે છે. |
| (૬) | ચંદ્રાવલીજી | - | શ્રીઠાકોરજીને રમણ કરાવે છે. |
| (૭) | સંકેત દેવી | - | વ્રજભક્તો અને શ્રીઠાકોરજીને પધરાવવાનો સંકેત કરે છે. |
| (૮) | લલિતા દેવી | - | મધ્યાજી રૂપે છે અને માનાદિ લીલામાં માન છોડાવે છે. |
| (૯) | વિમલા દેવી | - | સઘળા ભક્તોનો શૃંગાર કરે છે. |
| (૧૦) | નોવારી દેવી | - | નૌતનરસ વાર્તા સંભળાવે છે. |
| (૧૧) | ચોવારી દેવી | - | ચારે યૂથાધિપતિઓની આજ્ઞા અનુસાર સેવા કરે છે. |
| (૧૨) | આનંદી દેવી | - | સર્વનો વિરહ તાપ નિવૃત્ત કરી આનંદ કરાવે છે. |

## -: નવ કમળ :-

**શ્રીનાથજીના શ્રીઅંગમાં નવ કમળ છે.**

| | |
|---|---|
| હસ્ત કમળ - ૨ | મુખ કમળ - ૧ |
| ચરણકમળ - ૨ | હૃદય કમળ - ૧ |
| નેત્ર કમળ - ૨ | નાભિ કમળ - ૧ |

**એજ પ્રમાણે શ્રીસ્વામિનીજીના શ્રીઅંગમાં પણ નવ કમળ છે.**

## -: શ્રીનાથજીની વેણુના છિદ્રો સાત છે :-

(૧) ઉપરનું મુખ્ય છિદ્ર - શ્રીસ્વામિનીજીના રસપાનાર્થે છે.
(૨) બીજું છિદ્ર - શ્રીચંદ્રાવલીજીના રસપાનાર્થે છે.
(૩) ત્રીજું છિદ્ર - સોળહજાર અગ્નિકુમારિકાઓને રસપાન કરાવે છે.
(૪) ચોથું છિદ્ર - ગાયોને રસદાન કરે છે.
(૫) પાંચમું છિદ્ર - શ્રીગિરિરાજજીને રસપાન કરાવે છે.
(૬) છઠ્ઠું છિદ્ર - વ્રજના સર્વ પશુ-પક્ષીઓને રસપાન કરાવે છે.
(૭) સાતમું છિદ્ર - દેવોને મૂર્છિત કરે છે અને વ્રજના સર્વ વૃક્ષ-લતા-ગુલ્મ-ઔષધિને રસપાન કરાવે છે.

## -: આજે પણ શ્રીનાથજી નંદજીના કુળની ગાયનું દૂધ આરોગે છે :-

જમનાવતા ગામમાં એક ધર્મદાસ નામે વ્રજવાસી હતો. તેના ઘેર ઘણી ગાયો હતી. તેમાં એક ગાય નંદરાયજીના કુળની હતી. આ જ ગાય ગાયોના ટોળામાંથી છૂટી પડીને શ્રીગિરિરાજજી ઉપર શ્રીનાથજીના મુખારવિંદમાં દૂધ સ્રવતી હતી, અને પછી તે જ સ્થાને બેસી રહેતી હતી. જ્યારે ધર્મદાસે આ ગાયની શોધ કરતાં આ વાત જાણી અને ગાયને ઘેર લઇ જવા ઘણા ઉપાય કર્યા પરંતુ સફળતા મળી નહિ. ત્યારે શ્રીનાથજી એ સાક્ષાત શ્રીમુખે આજ્ઞા કરી "ધર્મદાસ, આ ગાયને તું સદુપાંડેના ઘેર પહોંચાડી દે. આ ગાય તો મારા કુળની છે, અને હું જ તેનું દૂધ નિત્ય આરોગીશ." શ્રીનાથજીની આજ્ઞા અનુસાર ધર્મદાસે આ ગાયને સદુપાંડેના ઘેર પહોંચાડી. અદ્યાપિ પર્યંત આ ગાયનો વંશ ચાલ્યો આવે છે. અને આજે પણ શ્રીનાથજી આ જ ગાયના વંશજનું દૂધ નિત્ય આરોગે છે. શ્રીનાથજીની ગોશાળામાં નંદજીના કુળની આ ગાયના વંશની ગાયના દર્શન હાલ પણ ભાવિક ભક્તજનો કરી ધન્ય થાય છે. ('શ્રીનાથજીની પ્રાગટ્ય વાર્તા'માંથી)

## -: પુષ્ટિમાર્ગમાં મુખ્ય છ ઋતુઓ છે :- (ગોરસ ખંડ-૧માંથી)

(૧) હેમંત ઋતુ - કારતક સુદ ૧૧ થી માગશર વદ ૮
(૨) શિશિર ઋતુ - માગશર વદ ૯ થી મહા સુદ ૪
(૩) વસંત ઋતુ - મહા સુદ ૫ થી વૈશાખ સુદ ૨
(૪) ગ્રીષ્મ ઋતુ - વૈશાખ સુદ ૩ થી અષાઢ સુદ ૧
(૫) વર્ષા ઋતુ - અષાઢ સુદ ૨ થી ભાદરવા સુદ ૧૦
(૬) શરદ ઋતુ - ભાદરવા સુદ ૧૧ થી કારતક સુદ ૧૦

## -: પુષ્ટિમાર્ગના પાંચ તત્ત્વ :-

(૧) શ્રીઠાકોરજી (૨) શ્રીવલ્લભકુળ (૩) વ્રજભૂમિ (૪) શ્રીયમુનાજી અને (૫) શ્રીગોવર્ધન (શ્રીગિરિરાજજી)

## -: અન્ય દર્શનીય સ્થાનો :-

### (૧) ખર્ચ ભંડાર :

લાલદરવાજામાં પ્રવેશ કરતાં જ ડાબી બાજુએ ખર્ચભંડારના દર્શન થાય છે. શ્રીનાથજી માટે સર્વ પ્રકારની સીધું-સામગ્રી-ઘી, તેલ, અનાજ આદિનો વિશાળ સંગ્રહ અહીં છે. ઘી-તેલના કૂવાઓના દર્શન પણ અહીં જ થાય છે. શ્રીનાથજીના વર્તમાન મંદિરના નિર્માણ પહેલાં શ્રીનાથજી સર્વ પ્રથમ અહીં બિરાજ્યા હતા. હાલમાં આ સ્થાન ઉપર શ્રીનાથજીના ચિત્રજી બિરાજે છે. વૈષ્ણવો ભાવપૂર્વક દર્શન-દંડવત્ કરે છે.

### (૨) વિદ્યાવિભાગ :

ફૂલચોકમાંથી પ્રીતમપોળના માર્ગે બહાર નીકળતાં જમણી બાજુએ વિદ્યાવિભાગના દર્શન થાય છે. પુસ્તકાલય, વાચનાલય, પ્રકાશન વિભાગ, સાહિત્યસંગ્રહ તથા સંશોધનનું કાર્ય વિદ્યાવિભાગ દ્વારા થાય છે. પુષ્ટિસંપ્રદાય માન્ય પ્રમાણભૂત 'વ્રત-ઉત્સવ'ની ટિપ્પણી દર વર્ષે અહીંથી પ્રગટ થાય છે.

### (૩) મોતીમહેલ :

શ્રીનાથજીના મંદિરની પાસે જ આવેલો છે. પ.પૂ. તિલકાયતશ્રી અહીં બિરાજે છે. ભવનના પ્રધાન પ્રવેશદ્વારની સામે કાષ્ઠનિર્મિત સુંદર મંડપ બનેલો છે, જ્યાં શ્રીનાથજી અને નિ.લી.ગોસ્વામી બાળકોના મનોહર ચિત્રજી બિરાજે છે. આ મંડપમાં યજ્ઞાદિ તથા કથા-વાર્તાનું આયોજન થાય છે. નિ.લી. પૂ.શ્રીગોવર્ધનલાલજી મહારાજે ઉત્તમ ચિત્રકારો પાસે તૈયાર કરાવેલ 'શ્રીભાગવત-ચિત્રાવલી' ખૂબ જ દર્શનીય છે.

### (૪) શ્રીવિઠ્ઠલનાથજીનું મંદિર :

પ્રીતમપોળમાંથી બહારનીકળતાં જ સામે શ્રીગુંસાઇજીના દ્વિતીય લાલજી શ્રીગોવિંદરાયજીના સેવ્યનિધિ સ્વરૂપ શ્રીવિઠ્ઠલનાથજીનું ભવ્ય મંદિર આવેલું છે. જ્યારે શ્રીગિરિરાજજીથી શ્રીનાથજી મેવાડ પધાર્યા ત્યારે આ સ્વરૂપ પણ સાથે પધાર્યું હતું. મંદિરમાં મહાપ્રભુ શ્રીહરિરાયજીના બેઠકજી પ્રગટ બિરાજે છે. દ્વિતીય પીઠાધીશ્વર પ.પૂ.ગો.શ્રીકલ્યાણરાયજી હાલમાં બિરાજે છે.

**તદુપરાંત નાથદ્વારામાં શ્રીવનમાલીજીનું મંદિર, શ્રીમદનમોહનજીનું મંદિર, શ્રીગોપાલલાલજીનું મંદિર વગેરે આવેલાં છે.**

આવા કોટિકંદર્પલાવણ્ય, શ્રીનંદનંદન, શ્રીયશોદોત્સંગલાલિત તથા વૈષ્ણવજનોના પ્રાણપ્યારા શ્રીગોવર્ધનધર શ્રીનાથજીની ભાવભાવનાનું અવગાહન અને ચિંતન કર્યા પછી શ્રીજીના દર્શનની આર્તિ કોણે ન થાય ? ભક્તમનોરથપૂર્વક શ્રીનાથજીના સ્વરૂપામૃતનું પાન કરવા વારંવાર દોડીને જવાનું મન થયા જ કરે. એટલે તો મહાનુભાવ નંદદાસજી ગાય છે કે -

શ્રીજી મેરા એસા રસિયા, મુજને બોલાવે વહાલો ઘડી ઘડી
મોર મુકુટ પીતાંબર સોહે, બંસી બજાવે વહાલો તાન ભરી ॥૧॥

સબ સખિયનમેં રાસ રચ્યો છે, દરસન દે વહાલો ઘડી ઘડી
દોર દોર દરશનકુ જાવેં, ઝાપટ વાગે તડા તડી ॥૨॥

ચાર ચોક્કો મંદિર બનાયો, આપ બિરાજે વહાલો છપરતરી,
'નંદદાસ'પ્રભુકી છબિ નિરખત, શ્રીજી કે ચરણમેં જાય પરી ॥૩॥

સાત ધ્વજાજી અને ચાર ચોકના વિશાળ અને વૈભવશાળી મંદિરમાં પણ શ્રીનાથજી તો અજબકુંવરીજીના કાચા નળિયાની છાપરી ધરાવતા મૂળ નિવાસ સ્થાને જ બિરાજી રહ્યા છે અને અદ્યાપિ પર્યંત અજબકુંવરીજી આધિદૈવિક સ્વરૂપે શ્રીનાથજીની સેવા કરી રહ્યા છે. અંતમાં -

સાચા સગા છો શ્રીનાથજી,
સોહાગી મારે સાચા સગા છો શ્રીનાથજી,
બીજું સગું તે સૌ મુખથી કહેવાનું,
દુઃખમાં નહિ આવે કોઈ સાથજી.
અખિલ બ્રહ્માંડના ઈશ છે એ મહાપ્રભુ,
જગતની દોરી જેને હાથજી.
એ પ્રભુને છોડી બીજે જ્યાં જ્યાં ભટકવું.
ત્યાં ત્યાં ધુમાડાના બાથજી.
ગોપાલ લાલ એમના ચરણમાં જવાને,
શરણે પડ્યો છું અનાથજી.

---

શ્રીજીના ચરણારવિંદમાં દંડવત્
સહ સર્વે વૈષ્ણવોને જયશ્રીકૃષ્ણ - પ્રકાશક

# પરિશિષ્ટ

## -: શ્રીનાથજીની ચરણચોકી :-

નિકુંજનાયક શ્રીનાથજીની ચરણચોકી બાર છે :-

(૧) **જતીપુરા** - શ્રી ગિરિરાજજીની ઉપર પ્રાચીન નિજમંદિરમાં છે. અહીં શ્રીજી સદા સર્વદા બિરાજે છે.

(૨) **મથુરા** - શ્રીગુસાંઈજીના જયેષ્ઠ લાલ શ્રીગિરિધરજીએ સં.૧૬૨૩ના વ્રજ ફાલ્ગુન વદ ૭ના દિને અહીં સતધરામાં પધરાવ્યા હતા અને સર્વ સમર્પણ કર્યું હતું.

(૩) **આગ્રા** - શ્રીગિરિરાજજીથી મેવાડ પધારતાં અહીં બિરાજીને શ્રીનાથજી અન્નકૂટ આરોગ્યા હતા. આ સ્થાન આગ્રાથી ત્રણ માઈલ દૂર સૂરજ ભાનના બાગમાં છે.

(૪) **દંડોતધાર** - અહીં ચંબલ નદીના કિનારા ઉપર આ સ્થળે આવતાં શ્રીનાથજીનો રથ અટક્યો હતો. બાદશાહની ફોજને શ્રીનાથજીના સેવકો સિંહરૂપે અને શ્રીનાથજીનો રથ પર્વતરૂપે દેખાયો હતો.

(૫) **કૃષ્ણપુરી** - શ્રીનાથજી અહીં ચાતુર્માસ બિરાજ્યા હતા અને શ્રીવ્રજરાયજી મહારાજે ૨૭ દિવસ સુધી શ્રીનાથજીની સેવા કરી હતી.

(૬) **કોટા** - કૃષ્ણવિલાસ મહેલમાં પદ્મશિલાની ઉપર શ્રીનાથજી બિરાજ્યા હતા તથા ચાતુર્માસ કર્યો હતો.

(૭) **કિશનગઢ** - અહીંથી થોડેક દૂર ટેકરી ઉપર છે. અહીં શ્રીનાથજીએ વસંતઋતુ માણી હતી.

(૮) **ચાંપાસેની** - અહીં સુંદર કદમખંડીમાં બિરાજીને શ્રીનાથજી અન્નકૂટ આરોગતા હતા.

(૯) **ઉદયપુર** - અહીં શ્રીનાથજીના મંદિરમાં નવ માસ સુધી બિરાજ્યા હતા.

(૧૦) **સિંહાડ** - હાલમાં નાથદ્વારામાં શ્રીનાથજીનો ખર્ચ ભંડાર છે ત્યાં સૌપ્રથમ શ્રીનાથજીનો રથ અટક્યો હતો.

(૧૧) **ઘસ્યાઢ** - હોલ્કરના આક્રમણ વખતે છ વર્ષ સુધી શ્રીનાથજી અહીં બિરાજ્યા હતા. શ્રીનાશજીના જેવું જ અહીં સુંદર મંદિર છે.

(૧૨) **નાથદ્વારા** - હાલમાં શ્રીનાથજી બિરાજે છે તે સ્થાન પર સં.૧૮૬૪ પછી આપ સુખરૂપ બિરાજીને પ્રગટ દર્શન આપી રહ્યા છે.

## -: શ્રીનાથજીની બેઠકો :-

'બેઠકચરિત્ર'માં જણાવ્યા અનુસાર શ્રીનાથજીની બેઠકો ચાર છે :-

(૧) શ્યામઢાક - વ્રજમાં શ્રીગિરિરાજજીથી બે માઈલ દૂર આ બેઠકજી આવેલ છે. અહીં શ્રીનાથજીએ ગોવિંદસ્વામી, કુંભનદાસજી આદિ સખાઓ સાથે વિવિધ લીલાઓ કરી છે.

(૨) ગુલાલકુંડ - આ સ્થળે શ્રીનાથજીએ વ્રજભક્તો સાથે હોરીખેલ કર્યો છે.

(૩) ટોડનો ધનો - ચતુરા નાગા (વેરાગી)ને દર્શન આપવા માટે શ્રીનાથજી અહીં પધાર્યા હતા. આ સ્થળ ગુલાલકુંડની પાસે છે.

(૪) રાસોલ - વ્રજપરિક્રમા દરમિયાન કોટવન જતાં રાસોલી ગામમાં કદમના વૃક્ષ નીચે શ્રીનાથજીના બેઠકજી છે.

વિશેષમાં શ્રીમદ્ ગોકુલના ગોવિંદ ઘાટ ઉપર જ્યાં શ્રાવણ સુદ અગિયારસની મધ્યરાત્રિએ શ્રીઠાકોરજીએ સાક્ષાત પ્રગટ થઇ દૈવીજીવોને બ્રહ્મસંબંધનું દાન કરવાની શ્રીમહાપ્રભુજીને આજ્ઞા કરી હતી ત્યાં શ્રીમહાપ્રભુજીના બેઠકજીની સાથે જ શ્રીનાથજીના બેઠકજીના પણ હાલમાં પ્રગટ દર્શન થાય છે.

### અ.સૌ. શ્રીજશોદાબેટીજી કૃત શ્રીગોવર્ધનનાથજીના પ્રાગટ્યનું ધોળ

ગિરિકંદરામાંથી પ્રગટ થયા પ્રભુ, આપ ગોવર્ધન નાથ રે
નંદ જશોમતિ કેરા લાલા, વ્રજ સૌ કીંધુ સનાથ
ગોવર્ધન રસિયા રે
મારે મન વસિયા વ્રજનાથ, મધુરું હસિયા રે...(ટેક)
શ્રાવણ સુદ પાંચમના દહાડે, થયું ભુજા દરશન રે
ગિરિકંદરામાં બિરાજે વહાલો, શું કહું પ્રસન્ન વદન - ગો૰
ઘણા દિવસ ભુજાનું પૂજન, ચાલ્યું તે વ્રજમાંય રે
દૂધ લઈને સ્નાન કરાવે, મહિમા કહ્યો ન જાય - ગો૰
છિદ્ર સહિત શિલા ગિરિવરની, તેમાં શ્યામ સ્વરૂપ રે
એક ગાય ત્યાં નિત્ય જાય છે, દૂધ સ્રવે તદ્ રૂપ - ગો૰
એક બ્રાહ્મણની ગાય હતી તેણે, પૂછી ગોવાળિયાને પેર રે
દૂધ ઘટે છે નિત્ય કેમ મારું, દોહિ લઈ જાય તું ઘેર - ગો૰
ત્યારે ગોવાળિયાએ એમ કહ્યું જે, ખબર કાઢું નિરધાર રે
કોણ પ્રકાર થાય છે આ ગૌનો, કહું સમજાવી સાર - ગો૰

સાંજ સવાર ગૌ ટોળામાંથી, ગિરિવર ઉપર જાય રે,
ઊભી રહીને દૂધ સ્રવે નિત્ય, પ્રાણજીવનને પાય - ગો૰
ગૌ પ્રકાર જોઇ ગોવાળિયો, બ્રાહ્મણને લાવ્યો સંગે રે
અચરજ જોઇ વિસ્મય થયું મન, કહાવ્યું સૌને ઉમંગે - ગો૰
સૌ વ્રજવાસી ગિરિ પર આવ્યા, બોલ્યા મુખથી બોલ રે
કોઇ દેવતા કે દ્રવ્ય હોય એમ, કીધો મુખથી તોલ - ગો૰
ગિરિ શિલા ઊંચકીને જોયું, તો દીઠા સુંદર શ્યામ રે
પૂછયું દેવતા પર્વત કેરા, શું છે તમારું નામ - ગો૰
પ્રાણજીવન ત્યારે એમ બોલ્યા કે, દેવદમન મુજ નામ રે
મહિમા ચાલ્યો વ્રજમાં ઝાઝો, પૂર્ણ કરે મન કામ - ગો૰
દહીં દૂધ વ્રજવાસી કેરા, આરોગે નંદલાલ રે
ઝારખંડમાં જઇ મહાપ્રભુજીને, આજ્ઞા કરી તત્કાલ - ગો૰
ઇન્દ્ર નાગ ને દેવદમન તે, પ્રગટ થયા વ્રજમાંહે રે
ગિરિવર ઉપર આપ પધારી, સેવા ચલાવો ત્યાંહ - ગો૰
શ્રીમહાપ્રભુજી વ્રજમાં પધાર્યા, સદુપાંડેને ઘેર રે
વચન સુણ્યાં ગિરિવર પ્રભુનાં, વાત પૂછી કરી પેર - ગો૰
સદુપાંડે શ્રીમહાપ્રભુજીને, કહે છે પ્રાગટ્યનો પ્રકાર રે
દેવદમન નામે પ્રગટ્યા છે, મહિમા અપરંપાર - ગો૰
ગિરિવર ઉપર આપ પધાર્યા, સામા મળ્યા નિજનાથ રે
અંગોઅંગ ભેટી સુખ ઉપન્યું, જોડ્યા પછી બે હાથ - ગો૰
ગોવર્ધન ઉદ્ધરણ ધીરનું, નામ ધર્યું શ્રીનાથ રે
મોરપિચ્છનો મુગટ ધરાવ્યો, બંસી દીધી હાથ - ગો૰
પાટે બેસાડીને ભોગ ધરાવ્યો, ત્યાંથી પધાર્યા આપ રે
'નિજજન' મન આનંદ વધાર્યો. દૂર કીધા તન તાપ - ગો૰

## બારકુંજો

આનંદ-સાગર શ્રીગોવર્ધનનાથજી
પુષ્પકુંજમાં પ્રિયા-પ્રીતમજીને અમારા દંડવત્ પહોંચે
પરમાનંદ-સાગર શ્રીસ્વામિનીજી
ફૂલકુંજમાં પ્રિયા-પ્રીતમજીને અમારા દંડવત્ પહોંચે
સુખ-સાગર શ્રી યમુનાજી

રસકુંજમાં પ્રિયા-પ્રીતમજીને અમારા દંડવત્ પહોંચે
દીનતા-સાગર શ્રીલલિતાજી
મધુકુંજમાં પ્રિયા-પ્રીતમજીને અમારા દંડવત્ પહોંચે
ગુણ-સાગર શ્રીગોપીજન
ગૌકુંજમાં પ્રિયા-પ્રીતમજીને અમારા દંડવત્ પહોંચે
કૃપા-સાગર શ્રીમહાપ્રભુજી
દ્વારકુંજમાં પ્રિયા-પ્રીતમજીને અમારા દંડવત્ પહોંચે
સેવા-સાગર શ્રીગુસાંઇજી
નવકુંજમાં પ્રિયા-પ્રીતમજીને અમારા દંડવત્ પહોંચે
રસ-સાગર શ્રીગોકુળનાથજી
શશીકુંજમાં પ્રિયા-પ્રીતમજીને અમારા દંડવત્ પહોંચે
શિક્ષા-સાગર શ્રીહરિરાયજી
શીત-કુંજમાં પ્રિયા-પ્રીતમજીને અમારા દંડવત્ પહોંચે
ભક્ત-સાગર શ્રીદામોદરદાસજી
લક્ષ્મીકુંજમાં પ્રિયા-પ્રીતમજીને અમારા દંડવત્ પહોંચે
કીર્તન-સાગર શ્રીસૂરદાસજી
તુલસીકુંજમાં પ્રિયા-પ્રીતમજીને અમારા દંડવત્ પહોંચે
જ્ઞાન-સાગર શ્રીભાગવતજી
પ્રેમકુંજમાં પ્રિયા-પ્રીતમજીને અમારા દંડવત્ પહોંચે
બારે સાગર, બારે કુંજ, બારે વન, બારે ઉપવન,
શ્રીઠાકોરજી, શ્રીસ્વામિનીજી, શ્રીયમુનાજી સહિત
અમારા દંડવત્ પહોંચે રે.....

= શ્રીગિરિરાજજીના આઠ દ્વાર ગુપ્ત અને અલૌકિક છે. =

| ગુપ્ત દ્વાર | | દ્વારનાં મુખિયા |
|---|---|---|
| (૧) ગોવિંદ કુંડ પર | - | સૂરદાસજી |
| (૨) સુરભિ કુંડ પર | - | પરમાનંદદાસજી |
| (૩) બિલછૂ કુંડ પર | - | કૃષ્ણદાસજી |
| (૪) પરસોલી ચંદ્ર સરોવર | - | કુંભનંદાસજી |
| (૫) માનસી ગંગા પર | - | નંદદાસજી |
| (૬) અપ્સરા કુંડ પર | - | છીત સ્વામી |
| (૭) રૂદ્ર કુંડ પર | - | ચતુર્ભુજદાસજી |
| (૮) ગોવિંદસ્વામીની કદમ ખંડી પર | - | ગોવિંદ સ્વામી |

## -: અષ્ટાક્ષર મહામંત્ર ધ્વનિ :-

શ્રીકૃષ્ણઃ શરણં મમ, શ્રીકૃષ્ણઃ શરણં મમ,
શ્રીકૃષ્ણઃ શરણં મમ, જય શ્રીકૃષ્ણઃ શરણં મમ,
કદમ કેરી ડાળો બોલે... શ્રીકૃષ્ણઃ શરણં મમ,
જમુના કેરી પાળો બોલે... વ્રજ ચોરાસી કોસ બોલે.
કુંડ કુંડની સીડિયો બોલ... કમલ કમલ પર મધુકર બોલે.
ડાળ ડાળ પર પક્ષી બોલે... વૃંદાવનનાં વૃક્ષો બોલે.
ગોકુલિયાની ગાયો બોલે... કુંજ કુંજ વન ઉપવન બોલે.
વ્રજભૂમિનાં રજકણ બોલે... રાસ રમંતી ગોપી બોલે.
ધેનુ ચરાવતા ગોપો બોલે... વાજાં ને તબલામાં બોલે.
શરણાઈને તંબૂરમાં બોલે... નૃત્ય કરંતી નારી બોલે.
કેસર કેરી ક્યારી બોલે... આકાશે - પાતાળે બોલે.
ચૌદ લોક બ્રહ્માંડે બોલે... ચંદ સરોવર ચોકે બોલે.
પત્ર પત્ર - શાખાએ બોલે... આંબ-લીંબુને જાંબુ બોલે.
વનસ્પતિ હરિયાળી બોલે... જતીપુરાના લોકો બોલે.
મથુરાજીના ચોબા બોલે... ગોવર્ધનને શિખરે બોલે.
ગલી - ગલી ગહેવર વન બોલે... વેણુ સ્વર સંગીતે બોલે.
કળા કરંતા મોર બોલે... પુલિન કંદરા મધુવન બોલે.
શ્રીજમુનાજીની લ્હેરો બોલે... આંબા ડાળે કોયલ બોલે.
તુલસીજીના ક્યારા બોલે... સર્વ જગતમાં વ્યાપક બોલે.
વિરહીજનના હૈયાં બોલે... કૃષ્ણ વિયોગે આતુર બોલે.
વલ્લભી વૈષ્ણવ સર્વે બોલે... મધુર વીણા વાજિંત્રો બોલે.
કુમુદિની સરોવરમાં બોલે... ચંદ્ર-સૂર્ય આકાશે બોલે.
તારલિયાના મંડલ બોલે... અષ્ટ પ્રહર આનંદે બોલે.
રોમ રોમ વ્યાકુલ થઈ બોલે... મહામંત્ર મનમાંહે બોલે.
જુગલચરણ અનુરાગે બોલે... શ્રી કૃષ્ણઃ શરણં મમ.

---

શ્રીજીના મુખ્ય ધામ 'નાથદ્વારા'માં **શ્રીવલ્લભ સેવા પ્રચાર કેન્દ્ર પાટણ** નાં
પુસ્તકો મેળવવાનું સ્થળ :
શ્રી જગમોહન અરોડા, શ્રી વિઠ્ઠલનાથજી મંદિર - શ્રી હરિરાયજી વાંચનાલય - નાથદ્વારા

## –: શ્રીનાથજી ધ્વનિ :–

મથુરામાં શ્રીનાથજી, ગોકુલમાં શ્રીનાથજી;
યમુનાજીને કાંઠે રમતા, રંગીલા શ્રીનાથજી. ૧
રંગીલા શ્રીનાથજી, અલબેલા શ્રીનાથજી;
વલ્લભ કુલના વ્હાલા બોલો, રંગીલા શ્રીનાથજી. ૨
મધુવનમાં શ્રીનાથજી, કુંજનમાં શ્રીનાથજી;
વૃંદાવનમાં રાસ રમંતા, રંગીલા શ્રીનાથજી. ૩
નંદગામ શ્રીનાથજી, બરસાને શ્રીનાથજી;
કામવનમાં ક્રીડા કરતા, રંગીલા શ્રીનાથજી. ૪
દાનગઢ શ્રીનાથજી, માનગઢ શ્રીનાથજી;
સાંકડી ખોરે ગોરસ ખાતા, રંગીલા શ્રીનાથજી. ૫
સંકેતમાં શ્રીનાથજી, મારગમાં શ્રીનાથજી;
ગહેવર વનમાં રાસ રમંતા, રંગીલા શ્રીનાથજી. ૬
ગોવર્ધનમાં શ્રીનાથજી, મારગમાં શ્રીનાથજી;
માનસીગંગામાં મન હરતા, રંગીલા શ્રીનાથજી. ૭
રાધાકુંડ શ્રીનાથજી, કૃષ્ણકુંડ શ્રીનાથજી;
ચંદ સરોવર ચોકે રમતા, રંગીલા શ્રીનાથજી. ૮
વૃક્ષ વૃક્ષ શ્રીનાથજી, ડાળ ડાળ શ્રીનાથજી;
પત્ર પત્ર ને પુષ્પે રમતા, રંગીલા શ્રીનાથજી. ૯
આન્યોરમાં શ્રીનાથજી, ગોવિંદકુંડ શ્રીનાથજી;
અપ્સરા કુંડે આનંદ કરતા, રંગીલા શ્રીનાથજી. ૧૦
ગલી ગલી શ્રીનાથજી, કુંજ કુંજ શ્રીનાથજી;
સુરભિ કુંડે સ્નાન કરતા, રંગીલા શ્રીનાથજી. ૧૧
મંદિરમાં શ્રીનાથજી, પર્વત પર શ્રીનાથજી;
જતીપુરામાં પ્રગટ બિરાજે, રંગીલા શ્રીનાથજી. ૧૨
બિલછૂવન શ્રીનાથજી, કુસુમોખર શ્રીનાથજી;
શ્યામ ઢાકમાં છાક આરોગે, રંગીલા શ્રીનાથજી. ૧૩
રુદ્રકુંડ શ્રીનાથજી, હરજીકુંડ શ્રીનાથજી;
કદમ ખંડીમાં ક્રીડા કરતા, રંગીલા શ્રીનાથજી. ૧૪
ગામ ગામ શ્રીનાથજી, ઠામ ઠામ શ્રીનાથજી;
ગુલાલ કુંડે હોરી રમતા, રંગીલા શ્રીનાથજી. ૧૫
નવલ કુંડ શ્રીનાથજી, રમણકુંજ શ્રીનાથજી;
વ્રજવાસીના વ્હાલા બોલો, રંગીલા શ્રીનાથજી. ૧૬

## શ્રીવલ્લભ સેવા પ્રચાર કેન્દ્ર - પાટણ.

આ સંસ્થાના પ્રેરક : શ્રીજી બાવા

| | | | | | |
|---|---|---|---|---|---|
| પથ દર્શક | : | શ્રીવલ્લભ | કૃપા | : | શ્રીયમુનાજી |
| કાર્યશક્તિ | : | પુષ્ટિ સેવા-પ્રચારની ભાવના | મદદ | : | વલ્લભીય વૈષ્ણવ |

### • આ સંસ્થાનો મુખ્ય હેતુ •

શ્રીવલ્લભ સેવા પ્રચાર કેન્દ્ર, પાટણ દ્વારા વૈષ્ણવ સંગઠનાત્મક હેતુથી તેમજ શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંતોના પ્રચાર-પ્રસારની નામસેવા અર્થે શ્રીયમુનાજીની કૃપાથી વૈષ્ણવોપયોગી નાનાં-મોટાં ૨૦ પુસ્તકોનું પ્રકાશન કરવામાં આવ્યું છે. આ પ્રકાશનો દ્વારા શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી, શ્રીહરિરાયજી વગેરેની અધરસુધારસનું પાન કરવા સમગ્ર વલ્લભીય સૃષ્ટિને સદ્‌ભાગ્ય સાંપડ્યું છે એ જ મહદ્ કૃપા છે.

**સંસ્થા દ્વારા 'દ્રવ્ય સહાય' ઉઘરાવી સાહિત્ય પ્રગટ કરવામાં આવે છે અને દ્રવ્ય** સહાયકોને ભેટ પુસ્તકો આપ્યા બાદ **વધેલાં પુસ્તકોનું વેચાણ 'નહિ નફો નહિ નુકસાન'** ધોરણે કરવામાં આવે છે. આની માહિતી પુષ્ટિ-માસિકો તથા પરિપત્રો દ્વારા વૈષ્ણવોને કરવામાં આવે છે. આવા પ્રકાશનો કાયમી ઉપલબ્ધ રહે તે માટે **(મોંઘવારીને લીધે) પુનઃપ્રકાશન માટે આર્થિક સહાયની જરૂર છે.**

**પુષ્ટિજીવ માટે સ્વરૂપસેવા અને નામસેવા આ બે મુખ્ય કર્તવ્યો છે. શ્રીવલ્લભના દિવ્ય સિદ્ધાંતોનો પ્રચાર કરવાની અમારી આ નામસેવાની પ્રવૃત્તિમાં સહયોગ આપવા નમ્ર વિનંતી છે.**

★ રૂા.૧૨૫૧/-૦૦ ભેટ (દ્રવ્ય સહાય) આપી આપના સ્વજનશ્રીનાં ભગવદ્ સ્મરણ-જયશ્રીકૃષ્ણ કાયમી લખાવો અને પુસ્તકોનો સેટ વિના મૂલ્યે મેળવો.

**આપના સ્વજનો-પ્રશંસકોને ભેટ આપવા માટે અમારા પ્રકાશનોની ૫૦-૧૦૦ પ્રતો મંગાવવા વિનંતી.**

**રકમ/બેન્ક ડ્રાફટ/એમ.ઓ. જિતેન્દ્રભાઇ રમણીકલાલ પરીખના નામે પાટણ મોકલવા વિનંતી છે.**

**● કાર્યાલય (પત્ર વ્યવહાર)**
વાયુદેવતાની પોળ, ચાચરીયા,
પાટણ (ઉ.ગુ.) ૩૮૪૨૬૫.

સદા વૈષ્ણવ સ્નેહાકાંક્ષી-ભવદીય
જિતેન્દ્ર ર. પરીખના જયશ્રીકૃષ્ણ
(અવૈતનિક - માનદ) સંચાલક

સંપર્ક : ● ફોન : ૦૨૭૬૬-૨૦૮૪૩ (સાંજે ૭-૦૦ થી સવારે ૯-૦૦ સુધી)

## શ્રીવલ્લભ સેવા-પ્રચાર કેન્દ્ર-પાટણ.

| | |
|---|---|
| ૧. નેહકારન શ્રીયમુને પ્રથમ આઇ.<br>(શ્રીયમુનાજીના સ્વરૂપ - માહાત્મ્ય વર્ણન - ૧૦૮ પદ અર્થસહિત) | ૨૫-૦૦ |
| ૨. શ્રીયમુના નિત્ય સ્મરણ (૧૦૮ પદ-નવાખ્યાન-શ્રીયમુનાજીનાં-ધોળ-આરતી.) | ૧૫-૦૦ |
| ૩. શ્રીયમુના રસદર્શન (શ્રીયમુના કવચ-પટલ-પધ્ધતિ-સ્તવન અને સહસ્રનામ) | ૫-૦૦ |
| ૪. શ્રીયમુના સંપુટીપાઠ-૧૦૮ નામ તથા જપપાઠ - શ્રીયમુનાકવચ અર્થ સહિત | ૫-૦૦ |
| ૫. **કીર્તન સુધા** (મંગળાથી સેન સુધીના કીર્તનો અર્થ સહિત અને સાથે વર્ષોત્સવકે પદ<br>-વધાઇ, બ્યાહ કે પદ-રસિયા-નવ વિલાસ વગેરે.) | ૧૦-૦૦ |
| ૬. બાળકોના શ્રીવલ્લભાચાર્યજી અને તેમનાં વંશજો (English) | ૨૦-૦૦ |
| ૭. નિત્યનિયમના સ્તોત્રપાઠ - ૪૧ પદ - ધોળ - આરતી સહિત | ૧૦-૦૦ |
| ૮. **શ્રી સુબોધિનીજી ગ્રંથસાર** | ૨૦-૦૦ |
| ૯. શ્રીનાથજીની ભાવ ભાવના | ૧૨-૦૦ |
| ૧૦. **શ્રીવલ્લભ સુધા આચમન (શ્રીસુબોધિનીજી ગ્રંથસાર સાથે ષોડશ ગ્રંથસાર)** | ૩૦-૦૦ |
| ૧૧. કૃપાસિંધુ શ્રીમહાપ્રભુજીના ચરણ ચિહ્નોની ભાવના | ૫-૦૦ |
| ૧૨. શ્રીગિરિરાજ ગાથા (શ્રીગિરિરાજજીના-૧૦૮ નામ અર્થ સાથે) | ૧૨-૦૦ |
| ૧૩. નિત્ય નિયમના સ્તોત્ર પાઠ - ૪૧ પદ (મૂલ) | ૫-૦૦ |
| ૧૪. શ્રી વલ્લભ સાખી (સરળ અનુવાદ - ભાવાર્થ) | ૫-૦૦ |
| ૧૫. **શ્રી હરિરાયજી કૃત બડે શિક્ષાપત્ર** પર આધારિત 'શિક્ષાપત્ર ગ્રંથસાર' | ૧૫-૦૦ |
| ૧૬. **શ્રીગોકુલેશ પ્રભુના ચોવીસ વચનામૃતો** (સરળ ગુજરાતીમાં) | ૧૦-૦૦ |
| ૧૭. ૨૫૨ વૈષ્ણવ વાર્તા ગ્રંથસાર | ૫-૦૦ |
| ૧૮. ૮૪ વૈષ્ણવ વાર્તા ગ્રંથસાર | ૫-૦૦ |
| ૧૯. શ્રીમદ્ ભગવદ્ ગીતા - ગ્રંથસાર અંતર્ગત શ્રીકૃષ્ણ સુધા-રસાસ્વાદ | ૮-૦૦ |
| ૨૦. શ્રીયમુના રસાસ્વાદ (શ્રીયમુના પંચાંગ) | ૧૦-૦૦ |
| ૨૧. **પુષ્ટિ સ્વરૂપ વંદન** (શ્રીમહાપ્રભુજી અને અલૌકિક અગ્નિકુળ) | ૧૨-૦૦ |
| શ્રી નારાયણ કવચ/સુદર્શન કવચ/યમુના કવચ (અર્થ સાથે) (ફક્ત વિતરણ) | ૬-૦૦ |

રૂા.૩૦/-નાં પુસ્તકો સાદી પોસ્ટથી મોકલીએ છીએ. વી.પી. કરતાં નથી.

રજીસ્ટર્ડ પોસ્ટથી મંગાવવા રૂા. ૧૭-૦૦ વધુ મોકલવા. **પૂછપરછ માટે જવાબી ટપાલ મોકલવી.**

= રૂા.૫૦૦/-ના ઓર્ડર ઉપર ૧૦% કમીશન (પોસ્ટેજ બચત) =

• રકમ મનીઓર્ડર અથવા બેંક ડ્રાફ્ટથી 'જિતેન્દ્ર ર. પરીખ'ના નામે-સરનામે મોકલવા વિનંતી. •

## 'કાયમી જયશ્રીકૃષ્ણ' - યોજના હેઠળ રૂા.૧૨૫૧-૦૦ ની સેવા આપનાર ભગવદીયોની યાદી

| | | |
|---|---|---|
| ૧. | ગો.વા. અમથીબેન હરકીશનદાસ સાળવી ના સ્મરણાર્થે. હસ્તે. રામદાસ લલ્લુભાઈ સાળવી | પાટણ |
| ૨. | ગં.સ્વ. લલીતાબેન ધુળાભાઈ પટેલ (સોજીત્રાવાળા) | લંડન (યુ.કે.) |
| ૩. | પ.ભ. કૃષ્ણકાંત એમ. મહેતા-પરિવાર | વડોદરા |
| ૪. | પ.ભ. ભુપતલાલ જીવાભાઈ ઉકાણી-પરિવાર | ઉપલેટા |
| ૫. | શ્રીમતી માણેકબેન નટવરલાલ શિવલાલ શાહ. | માલપુરવાળા-અમદાવાદ |
| ૬. | ડૉ. હર્ષાબેન નંદલાલ થાનકી | ઉપલેટા |
| ૭. | ગો.વા. હંસાબેનની સ્મૃતિમાં હસ્તે .હર્ષદભાઈ હરીલાલ બુકસેલર | ભરૂચ |
| ૮. | પ.ભ. મનુભાઈ જુગલદાસ મહેતા | અમદાવાદ |
| ૯. | ગો.વા. અ સૌ. શાંતાબેન મનુભાઈ મહેતા | અમદાવાદ |
| ૧૦. | ગો.વા. અ સૌ. ચંદ્રીકાબેન મહેન્દ્રકુમાર ગાંધીના સ્મરણાર્થે હ. મહેન્દ્રકુમાર ત્રિકમલાલ ગાંધી તથા આશિષ | અમદાવાદ |
| ૧૧. | ગો.વા. અ સૌ. રત્નપ્રભાબેન પોપટલાલ ગાંધી ના સ્મરણાર્થે હ. સુનીલ, પોપટલાલ ગોકળદાસ ગાંધી | વિસનગર |
| ૧૨. | ગો.વા. ધ્રુવ કાંતિલાલ શંકરલાલ ના સ્મરણાર્થે હ. ગં.સ્વ. ધ્રુવ ચંદ્રકાન્તાબેન કાંતિલાલ | ઈડર |
| ૧૩. | પ.ભ. જીવીબેન ગાંડુભાઈ પટેલ | રાજકોટ |
| ૧૪. | ગો.વા. જીવનલાલ ગોરધનદાસ રાજાણી ના સ્મરણાર્થે હ. ઈશ્વરભાઈ રાજાણી | નવસારી |
| ૧૫. | શ્રીમતી શર્મિષ્ઠાબેન પ્રવિણચંદ્ર મણિલાલ શાહ. | મહોળેલવાળા-નડિયાદ |
| ૧૬. | પ.ભ. પદમાબેન મથુરદાસ નારણદાસ ઠક્કર | પાટણ |
| ૧૭. | ગો.વા. ભગવતીબહેન માણેકલાલ શાહ | વડોદરા |
| ૧૮. | ગો.વા. પદમાબેન મહેન્દ્રભાઈ શાહ હ. કૌશીકભાઈ શાહ | પાટણ-વિલેપાર્લા |
| ૧૯. | ગો.વા. વજીબેન શંભુભાઈ લાખાણી | અમદાવાદ |
| ૨૦. | પ.ભ. મધુબેન કેતનભાઈ કુકડિયા | ભાયંદર |
| ૨૧. | પ.ભ. હંસાબેન નવનીતલાલ શાહ | બાલીસણા-મુંબઈ |
| ૨૨. | પ.ભ. સુધાબેન જગદીશભાઈ શાહ | બાલીસણા-મુંબઈ |
| ૨૩. | ગો.વા. રમણલાલ જમનાદાસ ગાંધી ના સ્મરણાર્થે હ. હસુમતીબેન રમણલાલ ગાંધી | પાલનપુર |
| ૨૪. | પ. ભ. અ સૌ. સુલોચનાબેન હરેન્દ્રભાઈ શાહ | ગાંધીનગર |
| ૨૫. | પ. ભ. અ સૌ. તરૂબેન કે. તલાટી | ગાંધીનગર |
| ૨૬. | ગો. વા. ભાનુબેન રસીકલાલ શાહ | મહેસાણા-મુંબઈ |

**સર્વેને સપ્રેમ જયશ્રીકૃષ્ણ સહ ભગવદ્ સ્મરણ**